# આમુખ

સ્વ. લાલા લજપતરાયની જન્મશતાબ્દીના વર્ષમાં તેમનાં જીવન અને કાર્યનો પરિચય આપતા સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રી ઈશ્વરભાઈ પટેલે લખેલા આ પુસ્તકને આવકારતાં મને આનંદ થાય છે. તેઓ જીવનચરિત્રો આલેખનાર સરળ લેખક છે. ગુજરાત રાજ્ય લાલા લજપતરાય શતાબ્દી સમિતિની વિનંતીને માન આપીને તેમણે ખાસ પુસ્તક લખ્યું તે બદલ હું તેમનો આભાર માનું છું.

વિદેશી શાસનની ધુરાને ફગાવી દેવા ૧૮૫૭માં ભારતની પ્રજાએ એક પ્રચંડ રાષ્ટ્રીય આંદોલન જગાવ્યું, પરંતુ સંજોગવશાત આ આંદોલન નિષ્ફળ ગયું, એને કચડી નાખવામાં આવ્યું. પ્રજામાં નિરાશા અને હતાશા વ્યાપી. ભારતનો આત્મા જાણે ચેતનહીન બની ગયો. પરંતુ મા ભારતીનું ભાવિ ઉજ્જવળ હતું. આજથી બરોબર સો વર્ષ પૂર્વે ૧૮૬૫ની સાલમાં પંજાબના નાનકડા ઢુડીકે ગામમાં લાલા લજપતરાયનો જન્મ થયો. તેમણે દેશના નિરુત્સાહી બની ગયેલા બાંધવોને પુનઃ એક વાર પરદેશી સામ્રાજ્ય સામે ઝઝૂમતા નરકેસરી બનાવ્યા.

સ્વતંત્રતા માટેની લડતની વિરાટ લાંબી મંજિલ શરૂ થઈ. આ લડતનો દીપ પૂર્ણ પ્રકાશે પ્રગટ્યો અને લાલા લજપતરાયના અવસાન પછી પણ લડત ચાલુ રહી અને ત્યારપછી તો મહાત્માજીએ દેશભરમાં પ્રગટાવેલી ચેતના અને જુસ્સાની કહાણીથી આપણે સહુ પરિચિત છીએ.

લાલા લજપતરાય આમ માત્ર પંજાબના જ નહિ પણ સારાય ભારતના પનોતા પુત્ર હતા. આજે પણ આપણા દેશબાંધવો લાલ, બાલ અને પાલની ત્રિપુટીને પ્રેમ અને આદરથી યાદ કરે છે. લાલાજી માત્ર સ્વાતંત્ર્યસંગ્રામના સૈનિક નહીં પણ સંનિષ્ઠ સમાજસુધારક અને સમાજવાદી વિચારસરણીના આગેવાન ફિલસૂફ હતા.

લાલાજીએ તેમના જીવન દરમિયાન કેટકેટલાં કાર્ય કર્યાં ? આજીવન સેવકની "સર્વન્ટ્સ ઓફ ધી પીપલ સોસાયટી" સંસ્થા સ્થાપી, મહિલાઓના ઉત્કર્ષ માટે તનતોડ પ્રયત્નો કર્યા, હતાશ થઈ ગયેલા માનવીઓને બ્રિટિશ સામ્રાજ્ય સામે ઝઝૂમતા નરકેસરી બનાવ્યા, અસ્પૃશ્યતાના કલંકને નાબૂદ કરવા પ્રચંડ પુરુષાર્થ આદર્યો, અસહકારની ચળવળમાં સક્રિય ફાળો આપ્યો, શૈક્ષણિક પ્રવૃત્તિઓને વેગ આપ્યો, કામદારોના પ્રશ્નો ઉકેલવા વ્યવસ્થિત પ્રયત્નો કર્યા અને શારીરિક રીતે મજબૂત થવાની આવશ્યકતા લોકોના મનમાં ઠસાવી.

અનેકવિધ કાર્યોથી પ્રજામાં નવી ચેતના અને નવો જુસ્સો લાલાજીએ પ્રગટાવ્યો. પ્રજામાં વિરાટ જાગ્યો. હવે પ્રજા અપમાનિત થવા, તેનું શોષણ થવા દેવા જરા પણ તૈયાર ન હતી. જાણે

કવિ નર્મદ ગાજી ન રહ્યો હોય, "ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું," તેવું વાતાવરણ ફેલાયું હતું.

જેવું ભવ્ય અને ઉદાર જીવન તેવું જ ભવ્ય અને ઉદાત્ત લાલાજીનું મૃત્યુ હતું. સાયમન કમિશન સામેના સરઘસમાં આગેવાની લેનાર લાલાજી પર નિર્દય રીતે જીવ લેવાના આશયથી જ લાઠીઓ વરસાવવામાં આવી અને તેઓ શહીદ થયા.

પૂ. બાપુજીએ સાચું જ કહ્યું છે કે "જ્યાં સુધી ભારતના નભોમંડળમાં સૂર્ય પ્રકાશે છે ત્યાં સુધી લાલાજી જેવા વીરોનું અવસાન થતું જ નથી." એ તો ચિરકાળ જીવ્યે જાય છે, તેમની વિચારસરણીના સતત વહેતા પ્રવાહથી, તેમનાં કલ્યાણકારી કાર્યોની સુવાસથી, તેમના આદર્શો પચાવી સમાજમાં ફરતા ભેખધારી સેવકોથી અને તેમનાં કાર્યોને વેગ આપતા લોકોથી આપણે "ધી સર્વન્ટ્સ ઑફ પીપલ સોસાયટી"ની શાખા દરેક પ્રદેશમાં સ્થાપી લાલાજીને પ્રિય એવી પ્રવૃત્તિઓને આગળ વધારીએ. આ કાર્યને વેગ આપવામાં આ નાનકડું પુસ્તક ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

લાલાજીએ એક પ્રસંગે દેશવાસીઓને હાકલ કરતાં કહ્યું હતું કે સત્ય અને અસત્ય, સદ્‌ગુણ અને દુર્ગુણ, પ્રામાણિકતા અને ધૂર્તતા, પ્રમાદ અને ચેતના, તાત્કાલિક માર્ગ અને સત્યનો પંથ, સાહસ અને નિષ્ક્રિયતા, સમય પર કામ કાઢી લેવાની સ્વાર્થવૃત્તિ અને ઉદાત્ત નિઃસ્વાર્થવૃત્તિ આ બે વચ્ચે સંગ્રામ આદરો. આ સંગ્રામ વગર કોઈ રાષ્ટ્ર પૂરેપૂરી અસર પાડી શકે નહીં"

આપણે સૌએ લાલાજીની આ હાકલને ઝીલી લેવાની છે અને

તે ઝીલીને દેશને આબાદ કરવાનો છે. જો તેમ કરીશું તો જ આપણે તેમને સાચી અંજલિ આપી ગણાશે.

અંતમાં, ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડે લાલા લજપતરાય શતાબ્દી સમિતિની વિનંતિને માન આપી આ પુસ્તક પ્રગટ કરવાની જવાબદારી સ્વીકારી તે બદલ હું તેનો આભાર માનું છું

**બલવંતરાય મહેતા**
પ્રમુખ,
લાલા લજપતરાય શતાબ્દી સમિતિ, ગુજરાત

# લેખકના બે બોલ

પંજાબકેસરી નરવીર લાલાજીના શતાબ્દી મહોત્સવ સમિતિ (ગુજરાત)ની પહેલી સભામાં લાલાજીના જીવનચરિત્રને ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાનો સંકલ્પ થયો અને સમિતિના પ્રમુખ અને ગુજરાત રાજ્યના પંતપ્રધાન શ્રી બળવંતરાય મહેતાએ, મારી લેખનપ્રવૃત્તિથી પરિચિત હોવાને કારણે, ઇશારો કર્યો કે મારે એ તૈયાર કરવું. મને એ સૂચન આવકાર્ય લાગ્યું, કારણ કે લાલાજીના જીવન અને કાર્ય વિશેની મારી જાણકારી અતિ અલ્પ હતી. એમની વીરતા અને શહીદી વિશે આદરયુક્ત ખ્યાલ હૃદયમાં સંગ્રહાયેલો, પણ એમના જીવનનાં વિવિધ પાસાંઓ, હૃદયઔદાર્ય, મનની વિશાળતા, પીડિતો, દલિતો અને દુઃખી માટેનું એમનું સંવેદનશીલ હૃદય, શિક્ષણ અને રચનાકાર્યની એમની સૂઝ અને તમન્ના તથા આમ-પ્રજા માટેનો એમનો સમભાવ: આ બધાંનાં દર્શન તો આ પુસ્તકની તૈયારી પ્રસંગે થયાં. એવો સુયોગ મને પૂરો પાડવા બદલ લજપતરાય શતાબ્દી સમિતિ ( ગુજરાત ) તથા શ્રી બળવંતરાય મહેતા પ્રત્યેની મારી ઋણલાગણી સ્વીકારતાં હું આનંદ અનુભવું છું.

પ્રથમ સાત પ્રકરણ તૈયાર થતાં એટલે લાલાજીના અંતેવાસી હોવાને કારણે શ્રી બળવંતરાયને સલાહસૂચન અર્થે મેં તે મોકલી આપ્યાં. કામગીરીના સતત દબાણ હેઠળ પણ લાલાજી પ્રત્યેના ભક્તિભાવ અને મારા પ્રત્યેના અંગત અનુરાગના કારણે શ્રી બળવંતરાયે હસ્તપ્રતને વાંચી મને ઉત્સાહિત કર્યો તે બદલ અંગત આભારલાગણી વ્યક્ત કરવી મને વાજબી લાગે છે.

લજપતરાય શતાબ્દી સમિતિ (ગુજરાત)ના મંત્રી શ્રી મનુભાઈ પટેલે ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા દ્વારા પ્રસિદ્ધિની વ્યવસ્થા કરી પુસ્તકના પ્રકાશનને આદિથી અંત સુધી સંભાળ્યું છે તે બદલ તેમનો અને મંડળનો હું આભાર માનું છું.

લાલાજીનું આ ચરિત્ર નવી પેઢીમાં રાષ્ટ્રનિર્માણ માટેની વીરોચિત ભાવના પ્રગટાવશે તેવી આશા સહ હું વિરમું છું.

સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ<br>વલ્લભવિદ્યાનગર, તા. ૨૬-૧-'૬૫

ઈશ્વરભાઈ પટેલ

# પ્રકાશક સંસ્થાના બે બોલ

**આપણા** દેશના સ્વરાજ્ય-સંગ્રામના મહાત્મા ગાંધીજી પહેલાંના અગ્રણીઓમાં 'લાલ, બાલ, અને પાલ'ની ત્રિપુટી સુપ્રસિદ્ધ છે. એમાંના લાલ તે પંજાબકેસરી લાલા લજપતરાય; બાલ તે લોકમાન્ય બાળ ગંગાધર ટિળક; અને પાલ તે બંગાળના નેતા શ્રી બિપિનચંદ્ર પાલ.

પંજાબકેસરી લાલા લજપતરાયની જન્મશતાબ્દી તા. ૨૮-૧-'૬૫ને દિવસે આવે છે. એ જન્મશતાબ્દીનો ઉત્સવ આપણા દેશમાં ઊજવવાનું નક્કી થયું છે. તે દિવસે તેમના ચિત્રવાળી પોસ્ટની ટિકિટ પણ આપણા દેશમાં પ્રસિદ્ધ થાય છે.

લાલા લજપતરાયે આપણા દેશની રાજકીય લડતમાં મહત્ત્વનો ફાળો આપેલો છે. તે અંગે તેમણે દેશનિકાલની સજા ભોગવી છે. આપણા દેશની રાજકીય લડતને અંગે તેમને દીર્ઘકાળનો પરદેશવાસ પણ સેવવો પડચો છે. સાયમન કમિશનના વિરોધમાં તેમણે સખત લાઠીમાર સહ્યો છે, અને તેના પરિણામે તેમનું અવસાન થયું છે.

આપણા દેશમાં રાજકીય જાગૃતિ લાવવા તેમણે લોક સેવક સંઘ સ્થાપેલો છે, અને એ સંઘે દેશની રાજકીય પ્રગતિમાં મોટો હિસ્સો આપ્યો છે.

લાલાજીએ રાજકીય ક્ષેત્ર ઉપરાંત દેશમાં કેળવણી, આરોગ્ય, સ્ત્રી-ઉન્નતિ, દુષ્કાળનિવારણ, વગેરે વિવિધ ક્ષેત્રોમાં કાર્ય કરેલું છે.

લાલાજી બાહોશ વકીલ હતા. વકીલ તરીકે તેમની આવક સારી હતી. આમ છતાં દેશોન્નતિના કાર્ય માટે વકીલાતનો ત્યાગ કરી તેમણે તેમનું જીવન દેશને અર્પ્યું હતું.

લાલાજી ઉદ્યમ, સાદાઈ, ત્યાગ, સ્વમાન, વગેરે સદ્ગુણોથી શોભતા હતા. મહાત્મા ગાંધીજી, પંડિત મોતીલાલ નહેરુ, પંડિત માલવીયજી, શ્રીચિત્તરંજન દાસ, શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલે, વગેરે

નેતાઓ તરફ તેમને ઘણો આદર હતો, અને તેમના સહકારમાં રહી તેમણે દેશને વિવિધ ક્ષેત્રે દોર્યો હતો.

પંજાબકેસરી લાલાજીની જન્મશતાબ્દી પ્રસંગે એમના જીવન-ચરિત્રનું આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં અમે આનંદ અનુભવીએ છીએ.

આ પુસ્તકના લેખક શ્રી ઈશ્વરભાઈ જેઠાભાઈ પટેલ સુપ્રસિદ્ધ છે. તેઓ સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠના ઉપકુલપતિ છે. તેમનાં પુસ્તકો 'બહુરત્ના વસુંધરા', 'અક્કલની ખાણ', અને 'સેવામૂર્તિ મોતીભાઈ અમીન' આ અગાઉ અમારા મંડળે પ્રસિદ્ધ કરેલાં છે, અને વાચકો તરફથી એને બહોળો સત્કાર મળેલો છે. શ્રી ઈશ્વરભાઈએ સ્વરાજ્ય-સંગ્રામમાં, કેળવણીના ક્ષેત્રમાં, તથા લેખક તરીકે સારી સેવા અર્પેલી છે. આવા સુયોગ્ય લેખકનું 'પંજાબકેસરી લાલા લજપતરાય' જેવું અણમોલ પુસ્તક લાલાજીની જન્મશતાબ્દી પ્રસંગે પ્રસિદ્ધ કરતાં અમે ગૌરવ અનુભવીએ છીએ, અને શ્રી ઈશ્વરભાઈનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ પુસ્તકનો આમુખ ગુજરાત રાજ્યના મુખ્ય પ્રધાન અને લાલા લજપતરાય શતાબ્દી સમિતિ, ગુજરાતના પ્રમુખ શ્રી બળવંતરાય મહેતાએ લખી આપ્યો છે તે માટે અમે એમના આભારી છીએ.

આ પુસ્તકના પ્રકાશનમાં ગુજરાતના ભૂતપૂર્વ નાયબ શિક્ષણ-પ્રધાન શ્રી મનુભાઈ મો. પટેલે ઉત્સાહપૂર્વક અમને સહકાર આપ્યો છે, તે માટે તેમના પણ અમે આભારી છીએ.

ચેતના પ્રેસ પ્રાઈવેટ લિમિટેડે થોડા સમયમાં આ પુસ્તકની પ્રસિદ્ધિમાં જે ભાગ ભજવ્યો છે તેની પણ અમે અત્રે નોંધ લઈએ છીએ.

આ પુસ્તકને ગુજરાતની જનતા તથા ખાસ કરીને ગુજરાતનો વિદ્યાર્થીવર્ગ આવકારશે એવી અમને શ્રદ્ધા છે.

વડોદરા
તા. ૨૭-૧-'૬૫

મણિલાલ મંગળજી કાશીવાળા
અધ્યક્ષ

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧

## વીરકેસરી

**સને** ૧૯૦૭ના મે મહિનાની ૯મી તારીખે સૂરજ હમેશ મુજબ લાહોરમાં ઊગ્યો, અને એના આગમન પૂર્વે નિત્ય-ચર્યાથી પરવારી બેતાળીસ વર્ષનો એક જુવાન વકીલ વહેલો વહેલો કાગળ લઈ લખવા બેસી ગયો. પરદેશની ટપાલ ઊપડવાનો એ દિવસ હતો એટલે ઝપાટાબંધ પંજાબની રાજનૈતિક પરિસ્થિતિ વિશે એને પરદેશનાં અખબારોમાં પોતાનો સામયિક હેવાલ મોકલી આપવો હતો. એ પૂરું કરતાં ૧૦ વાગ્યે એક દોસ્ત આવ્યો. લટાર મારવાનું કહેણ લઈ એ આવ્યો હતો. આમ તો એ મંડળી સાથે જવામાં એનો જીવ બહેલાતો અને દિવસભરની સ્ફૂર્તિ એને પ્રાપ્ત થતી પણ તે દિવસે એનો જીવ કચવાયો અને એણે નન્નો ભણ્યો. ઝપાટાબંધ ભોજનાદિથી પરવારી એ ફરી એક-બે પત્ર લખવા બેઠો; અને પછી ચીફ કોર્ટમાં જવાની તૈયારીમાં પડ્યો.

પોતાનો દાવો નોંધાવવા એક અસીલે આપેલા રૂ. ૩૫૦નું બંડલ ગજવામાં મૂકી એણે ગુમાસ્તાને ગાડી લાવવાનું સૂચન કર્યું. ગાડી આવે એની રાહ જોઈ એ ઊભો હતો ત્યાં ગુમાસ્તો ખબર લાવ્યો કે બે મુલાકાતીઓ આવ્યા છે. એ મુલાકાતીઓ સરકારી આદમીઓ હતા અને એમણે જણાવ્યું કે કમિશનર અને ડેપ્યુટી કમિશનર વકીલને મળવા બોલાવે છે.

વકીલના મનમાં એમ વિચાર આવ્યો કે પંજાબની તત્કાલીન અશાંત પરિસ્થિતિને શાંત કરવા માટે જુદા જુદા આગેવાનોને

સલાહસૂચના માટે બોલાવે છે તેમ એને પણ બોલાવતા હશે. ઇન્સ્પેક્ટરે ઉમેર્યું કે "કમિશનર સાહેબને થોડી મિનિટ જ આપનું કામ છે; પછી આપ ખુશીથી કચેરીએ પધારો."

સમય બચાવવા વકીલે પોતાની જ ગાડીમાં પેલા બન્નેને બેસાડયા અને ગાડી આગળ ચાલી. ગાડી થોડેક દૂર ગઈ હશે ત્યાં સામેથી બે અંગ્રેજ અમલદારોની ગાડીઓનો ભેટો થયો અને એમની સંજ્ઞા મુજબ વકીલની ગાડી થોભાવવામાં આવી. બન્ને ગોરાઓ વકીલની ગાડીમાં બેસી ગયા અને ગાડી કમિશનરની કચેરીએ પહોંચી. ગાડીમાંથી ઊતર્યા તેવા જ કમિશનરે એને ભારતના ગવર્નર જનરલ તરફથી આવેલ કાળાપાણીનો હુકમ વંચાવ્યો, અને પૂછ્યું : "તૈયાર છો ને ? કોઈ ને મળવુંકરવું છે ખરું કે ?"

વકીલે જવાબ આપ્યો : "ના."

"કોઈ ને પત્ર લખવો છે કે ?"

"અવશ્ય," વકીલે કહ્યું.

કાગળ, કલમ ને શાહી હાજર થયાં એટલે એની કલમમાંથી પોતાના પુત્રને એક પત્ર ટપકાવ્યો જે નીચે મુજબ હતો:

> "હું કયાં જાઉં છું તેની ખબર નથી. કયારે પાછો ફરીશ તે પણ ખબર નથી. મારી ધરપકડ થઈ છે. મારી ગેરહાજરીમાં દાદાની આજ્ઞાનું પાલન કરી એમને સાંત્વન આપજે, અને એમની સેવાશુશ્રૂષા કરતો રહેજે."

બીજો પત્ર નીચે પ્રમાણે પોતાના મિત્રને લખ્યો :

> "જેજે અસીલોના દાવાના કાગળો મારે ત્યાં હોય તેમના દાવાનો ઉચિત પ્રબંધ કરજો કે એમની ઇચ્છા

હોય તો એમની ફી પાછી આપજો. આ સાથે રૂ. ૩૫૦ની નોટો મોકલી છે તે અસીલને પહોંચાડી દેજો.

મારી કોઈ પ્રકારે કોઈ ચિંતા ન કરે તેવી મારી પ્રાર્થના સૌને પહોંચાડજો. રાખવાવાળો રામ છે. એ જે કાંઈ કરે છે તે આપણા ભલા માટે જ કરતો હોય છે."

બન્ને કાગળો બીડી અને રૂપિયાનું બંડલ આપી અણુજાણે સ્થળે કાળાપાણીની સજા ભોગવવા એ જુવાન વકીલ તૈયાર થઈ ગયો. એને લઈ જતી મોટરની સહીસલામતી માટે ઠીક સંખ્યામાં ફોજનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ફોજી હરોળ વટાવી એને એક બંધિયાર ખંડમાં ઉતારવામાં આવ્યો. બહાર ગોરો સંત્રી પહેરો ભરતો હતો અને અંદર એક લાકડાનો ખાટલો પાથરેલો હતો. કપડાં ઉતારી એ વકીલે ખાટલામાં લંબાવ્યું અને આત્મનિરીક્ષણ શરૂ કર્યું. પોતાની આત્મકથામાં આ નિરીક્ષણને નોંધતાં એ લખે છે:

"સૌ પ્રથમ મેં પરમાત્માનો ખૂબખૂબ આભાર માન્યો કે એણે મને ગિરફતારી પ્રસંગે સર્જાતી કરુણ, કૌટુમ્બિક રોકકળમાંથી બચાવ્યો. પત્ની અને બાળકો હાજર હોત તો આવું કશું થયા સિવાય રહ્યું ન હોત. પિતા વૃદ્ધ હતા પણ એમના ચારિત્ર્યબળ અને સામાન્ય સ્વસ્થતા પર મને એટલો વિશ્વાસ હતો કે એમને વિષે મેં વ્યાકુળતા અનુભવી નહિ. ઊલટાનું મને લાગ્યું કે એમની હાજરી કુટુમ્બને સવિશેષ આશ્વાસન અને ધીરજ આપશે.

આમ, કૌટુમ્બિક ચિંતામાંથી મનને વાળીને મે

> અંતરાત્મામાં ડોકિયું કર્યું અને મારા પોતાના માનસિક અને નૈતિક બળને ચકાસી જોયું. મને લાગ્યું કે એ બળ તૂટવાની કે ખૂટવાની જરાકે ધાસ્તી હતી નહિ. આનું મૂળ નાનપણથી જગન્નિયંતાના ડહાપણમાં મારી આસ્થામાં હતું. મને સમજાયું કે આ કટોકટીમાં મને ટકાર રાખનાર મારી આત્મશ્રદ્ધાની જલતી જ્યોત છે.
>
> આ પ્રકારે આત્મનિરીક્ષણમાંથી સંશુદ્ધ બનીને હું સનિશ્ચય બહાર આવ્યો તે બદલ પ્રભુનો પાડ માની મેં એને પ્રાર્થના કરી કે " હે અંતરયામી ! મર્દની હિંમત રાખવાની મને શક્તિ અર્પજે અને મારા પ્યારા રાષ્ટ્રનું હિત જરીકે જોખમાય તેવું કશુંય જાણેઅજાણે કરવાના પ્રલોભનમાંથી તું મને ઉગારી લેજે ".

જે જમાનામાં ' જેલ ' શબ્દ માત્રે ભલભલાના હાંજા ગગડી જતા અને જ્યારે બાળકોને રડતાં બંધ રાખવામાંયે ' પોલીસ આવ્યો ' એ ઉચ્ચારણ માત્ર પૂરતું થતું તે જમાનામાં આચુચિંતવી, અણધારી આવી પડેલી કાળાપાણીની સજા વખતે ઉપર નિર્દિષ્ટ ધૈર્ય, આસ્થા અને નિશ્ચયબળ દાખવનાર જુવાન વકીલ તે ' પંજાબકેસરી ' નામે મશહૂર બનેલા નરવીર લાલા લજપતરાય.



## પ્રકરણ ૨

# પિતા-પુત્ર

લાલા લજપતરાયનો જન્મ સને ૧૮૬૫ના જાન્યુઆરીની ૨૮મી તારીખે પંજાબના ફિરોજપુર જિલ્લાના એક નાના ગામમાં માતામહને ત્યાં થયો. જન્મ પ્રસંગે એનો દેહ, રંગ ને ચહેરો સામાન્ય પંજાબી કુટુંબના બાળક જેવા આકર્ષક નહોતા એટલે પિતા રાધાકિશનને જ્યારે દિલ્હી મુકામે પુત્રપ્રાપ્તિના વધામણાં એક જાટ બાઈએ ઉપર મુજબના વર્ણન સહ આપ્યાં ત્યારે એમના મનમાં જરા નિરાશા જન્મેલી, જ્યારે બીજી તરફ વાત્સલ્યઘેલી માતાએ એના જોષ જોવરાવતાં ગામજોષીએ એ મોટો દાનેશ્વરી થશે ને નોકર્યાશું કરનાર નેતા થશે એમ જણાવ્યું ત્યારે માતાનું હૃદય હર્ષથી ભરાઈ આવેલું.

માતા ઘરરખુ, પતિવ્રતા ને ધર્મપરાયણ હતી, જ્યારે પિતા ઉગ્ર તર્કવાદી ને બુદ્ધિશીલ હતા. એમની આ બુદ્ધપ્રતિભાને કારણે નૉર્મલ સ્કૂલની પરીક્ષામાં એ પંજાબમાં સર્વપ્રથમ આવ્યા હતા. અધ્યયન ને ચિન્તનના એ શોખીન હતા. શાળાકાળમાં જ એક સુન્ની મુસલમાન અધ્યાપકના એ પ્રસંગમાં આવ્યા ને મુસલમાન ધર્મનો પ્રભાવ એમના પર પડ્યો. એક જિજ્ઞાસુની ઢબે એમણે આ ધર્મનો અભ્યાસ કર્યો. એવામાં સર સૈયદ અહમદના લેખનપ્રભાવ હેઠળ એ આવ્યા અને એમણે મુસલમાન ધર્મનો સીધા અંગીકાર ન કર્યો છતાં રહેણીકરણીએ એ મુસલમાન બન્યા. એ નમાજ પઢતા, રમજાનમાં રોજા રાખતા, ઉલેમાઓના

મિલન માટે ઉત્સુક રહેતા, મુસલમાન-મિત્રોને ઘેર બોલાવી માંસાદિ આહાર પીરસતા, એમને ઘેર તૈયાર થયેલો ખોરાક ગૃહે લાવી આરોગતા. આવી ધર્મભ્રષ્ટતાને પત્ની નભાવી લેતી. માત્ર પોતાની ધર્મભાવનાને સંતોષવા આવા આહારોમાં વપરાયેલાં વાસણો એ તપાવી લેતી. ધીમે ધીમે રાધાકૃષ્ણનું વલણ મુસલમાન ધર્મ પ્રતિ એટલું બધું ઢળતું ગયું કે એમણે સર સૈયદ અહમદને પુછાવ્યું કે ધર્મબદલી પ્રસંગે નામબદલી આવશ્યક કે અનિવાર્ય ખરી કે નહિ? સર સૈયદે પ્રશ્ન પાછળની ગર્ભિત ઇચ્છા પામી જઈ જણાવ્યું કે એ રાધાકૃષ્ણ નામ ખુશીથી રાખી શકે છે. પરિણામે રાધાકિશનને લાગ્યું કે લીલી ઝંડી મળી ગઈ છે.

પોતાના મિત્ર દલીચંદ વકીલ સાથે એક દિવસ એમણે નક્કી કર્યું કે હવે વિધિસર મુસલમાન ધર્મ અંગીકાર કરવો. આમ તો એ મનમાં સમજતા હતા કે પોતાના હઠાગ્રહને વશ થઈને પત્ની સર્વ પ્રકારની આહારવિહારની છૂટછાટ આપે છે પણ ધર્માંતરના પ્રશ્ન પ્રસંગે તો એ એની ઠંડી તાકાત અજમાવશે. બન્ને મિત્રો સંતલસ કરી મસ્જિદે પહોંચ્યા. ગુલાબદેવીને કોઈ રીતે એની ગંધ આવી ગઈ એટલે બાળ લજપતને કેડે લઈ એ મસ્જિદે પહોંચી ગયાં ને પગથિયાં પર જ એમણે સત્યાગ્રહ આદર્યો, ને પોતાના માસૂમ બાળકના નામે પતિને પોતાની આરઝૂ પેશ કરી. આ રકઝક દરમિયાન શિશુ લજપતે રુદન પ્રારંભ્યું. પરિણામે પિતૃહૃદય હાલ્યું અને એ પગથિયાં ઊતરી ગયા. બાળક લજપત આમ પિતાના સ્વધર્મરક્ષણના નિમિત્ત બન્યા. પોતાની આત્મકથામાં લજપતરાય લખે છે કે "મારા પિતાએ ઇસ્લામ અંગીકાર ન કર્યો એ એક ભારે ચમત્કાર છે અને એની યશકલગી મારાં માતુશ્રી ગુલાબદેવીને ઘટે છે."

લજપતરાયનેય શિશુઅવસ્થામાં પિતા પાસેથી ઇસ્લામનો વારસો મળેલો ને એ કુરાન પઢી ગયેલા, નમાજ પઢતા ને રોજા રાખતા. તેમ છતાં તેમના વાચનને કારણે ને સ્વામી શ્રદ્ધાનંદજીના પ્રયત્નને લીધે એ આર્યસમાજના સ્થાપક અને ઝંડાધારી બન્યા. એની અસર એમના પિતા પર પણ પડી. રાધાકૃષ્ણજી એમની ચાલીસ વરસની ઉમર સુધી ઇસ્લામના જોશીલા પ્રચારક રહ્યા. સંસ્કૃતનું એમને જ્ઞાન નહોતું, પણ ઉર્દૂ, અરબી એમને ફાવતાં, એટલે એમની વાચનમર્યાદામાં ઇસ્લામતરફી વાચન વિશેષ આવ્યું. મનમાં આવ્યું તે કહ્યા સિવાય રહે તો તે રાધાકૃષ્ણ નહીં એટલે હિંદુ ધર્મના રીતરિવાજની એ બળપૂર્વક નિંદા કરતા અને એની અનેક ધાર્મિક પ્રણાલીઓ પર કદીક કદીક અખબારોમાં ગાલિપ્રદાન પણ કરતા.

હિન્દુ ધર્મ, હિન્દુ દર્શન તથા હિન્દુ સંસ્કૃતિ અંગેના એમના વિચારોમાં સંપૂર્ણ પરિવર્તન તો ત્યારે જ આવ્યું કે જ્યારે એમના પુત્ર લજપતરાય આર્યસમાજ દ્વારા હાથ ધરાયેલ હિન્દુ ધર્મના નવીન સંસ્કરણના પુરસ્કર્તા બન્યા. લજપતરાયે સફળતાપૂર્વક પોતાના પિતાના મનમાં ઠસાવ્યું કે હિન્દુ ધર્મ એના બાહ્ય આચરણ સ્વરૂપે ફાવે તેવો મલિન કે ઘૃણાસ્પદ ભાસતો હોય તોય એનો આત્મા, એનું આંતરિક વિચારસૌંદર્ય ને એનું સમગ્ર તત્ત્વસ્વરૂપ પાયામાં શુદ્ધ ને સચોટ છે. સંસ્કૃતથી અણજાણ એવા રાધાકૃષ્ણને દાલની બીજી બાજુ જ્યારે આમ સુસ્પષ્ટ બની ત્યારે એ પોતાની લીધેલી આ નવતર બાજુ પકડવા ને સુધારવા લાગી ગયા. હિન્દુ ધર્મ વિશે ઉર્દૂમાં જે કંઈ સાહિત્ય ઉપલબ્ધ હતું તે બધું એ વાંચી ગયા. આમ છતાં એ પોતાના પુત્રની જેમ આર્યસમાજના અનુયાયી કે પ્રશંસક બની શક્યા નહિ. ઊલટાનો એમનો ઝોક દિનપ્રતિદિન વેદાન્ત પ્રતિ વધતો ચાલ્યો. વેદાન્તના ગૂઢ સિદ્ધાન્તો

પોતાની પાયાની બૌદ્ધિક દક્ષતાને કારણે એમને ખૂબ મનપસંદ આવ્યા અને વૃદ્ધાવસ્થામાં ઉપનિષદોનાં અમૃત-વાક્યો એમને અપાર શાંતિ અર્પતાં. આમ પોતાના પુત્રના વલણના કારણે એમના ધાર્મિક જીવનમાં મૂળભૂત પલટો આવ્યો.

વિવિધ ધર્મોના અભ્યાસના ફલસ્વરૂપ વિવિધ ધર્મનું અન્વેષણ કરતું અને એમના પાયાના સિદ્ધાન્તોનો સ્ફોટ કરતું એક પુસ્તક ઉર્દૂમાં રાધાકૃષ્ણે લખ્યું અને તે પછી પુનર્જન્મના સિદ્ધાન્ત પર એક પુસ્તિકા લખી જેમાં સર સૈયદ મહમદના સિદ્ધાન્તોની હિન્દુ દર્શનશાસ્ત્રો સાથે તુલના કરી હિન્દુશાસ્ત્રની ઉચ્ચરતા તર્કસિદ્ધ કરી.

એમના વિચારદેહમાં આ પાયાનો પલટો એમના પુત્રને આભારી છે. પુત્ર માટે એ નાનીસૂની સિદ્ધિ ન લેખાય.



## પ્રકરણ ૩

## આશાસ્પદ વિદ્યાર્થી

**જિજ્ઞાસુ** શિક્ષકપિતાના સંતાન તરીકે લજપતરાયે બાળપણથી વિદ્યાભ્યાસંગીપણું ને અભ્યાસપ્રેમ દાખવ્યાં. પરિણામે રોપડની શાળામાં એ સૌથી બુદ્ધિશાળી વિદ્યાર્થી તરીકે ચમક્યા. પિતાએ પણ એને માત્ર વાચનલેખન ને ગણિતની સીમામાં મર્યાદિત ન કરતાં ધર્મ ને ઇતિહાસનો પોતાનો પ્રેમ વારસામાં અર્પ્યો. બાલવયે જ ફારસી સાહિત્યના અમર કાવ્ય શાહનામાની

બગની એમને લાગી આમ છતા એમનો શાળા અભ્યાસ એટલો તેજસ્વી રહ્યો કે પિતાની બદલી થતા એ સિમના પહોચ્યા ત્યાર એમને કેળવણી ખાતાની માસિક રૂપિયા સાતની, ગુણવત્તાના હિસાબે, શિષ્યવૃત્તિ મળી

તેરમે વરસે મિડલ સ્કૂલની પરીક્ષા પાસ કરી ત્યારે તત્કાલીન રિવાજ મુજબ એમનો ગધાદેવી સાથે વિવાહ થયો લગ્ન થયા છતા એમનો અભ્યાસ ચાલુ રહ્યો ને લુધિયાનાની હાઈસ્કૂલમા એ અભ્યાસમા પરોવાયા ત્યા તેમને શિષ્યવૃત્તિ મળતી આ બધો સમય બીમારીએ એમનો પીછો પકડ્યો ચાર માસ લગી અબાલામા માતાપિતાને ત્યા એ પથારીવશ રહ્યા માતાપિતાએ એમની પ્રેમપૂર્વક માવજત કરી, જેનુ સ્મરણ કરતા લજપતરાયે આત્મ કથામા લખ્યુ છે કે “મારા માતાપિતા માટે તો હુ જીવનભર ચિતા ને કષ્ટનુ કારણ રહ્યો છુ પણ અબાલાના એ વરસ દરમિયાન તો મારે લીધે એમને એટલા કષ્ટ, ઉજાગરા ને ચિતા રહ્યા કે હુ એને ભૂલી શકતો નથી ”

આમ સતત બીમારીના ભોગ રહેવા છતા લજપતરાય પજાબની તથા કલકત્તાની—ઉભય યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષામા બેઠા ને બન્નેમા પ્રથમ પ્રયત્ને સફળ થયા

માસિક પચીસ રૂપિયાનો દરમાયો પ્રાપ્ત કરતા છ સતાનોના પિતા એવા રાધાકૃષ્ણ માટે બાળકને કૉલેજમા મોકલવો કઠણ હતો છતા સને ૧૮૮૧ના ફેબ્રુઆરીમા સત્તરમા વર્ષના પ્રવેશકાળે લજપતરાય લાહોર પહોચ્યા ને ગવર્મેન્ટ કૉલેજમા દાખલ થયા એમને માસિક ત્રણ રૂપિયાની શિષ્યવૃત્તિ મળી, જેમાથી બે રૂપિયા માસિક ફીના અને એક રૂપિયો હૉસ્ટેલ-ભાડાનો જતો ઉપરાત એ વખતની શાળામા જોકાણ એમને એની ત્રણ રૂપિયા ફી

આપવી પડતી. પરિણામે કદીક તો એ ભોજન વિના ચલાવી લેતા. પિતાજી મહાકષ્ટે માસિક આઠ રૂપિયા મોકલતા. એટલામાં લજપતરાય નિભાવી લેતા. પુસ્તકો કાં તો ઉછીનાં લાવતા કે જનાં સસ્તે દામે વેચાતાં લેતા.

ગવર્મેન્ટ કૉલેજના આ વિદ્યાર્થીકાળમાં જ એમનું ધ્યાન જાહેર કાર્યમા લાગ્યું. એનું કારણ મહાત્મા હંસરાજ, પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી, રાજા નરેન્દ્રનાથ તથા પ્રોફેસર રુચિરામ સાહની જેવા સહાધ્યાયીઓ તથા મહંમદ હુસેન આઝાદ જેવા પ્રાધ્યાપકો હતા. મહમદ હુસેન આઝાદ અતિ ગર્વપૂર્વક જણાવતા કે શિયા તથા ફારસી વિદ્વાન હોવાને કારણે પોતે ભારતને નહીં પણ ઈરાનને પોતાનો દેશ માને છે. એમના પ્રત્યે પ્રેમ હોવા છતાં એમની આ અરાષ્ટ્રીયતાએ લજપતરાયના દિલમાં એવો પ્રત્યાઘાત જન્માવ્યો કે એ હિંદી આંદોલનના પ્રચારક બની ગયા. આ આંદોલનથી એમના સાર્વજનિક જીવનના શ્રીગણેશ મંડાયા. એ તથા ગુરુદત્ત હિંદીની તરફેણ કરતા એક આવેદનપત્ર પર હજારોની સંખ્યામાં હસ્તાક્ષર લેવાના કાર્યમાં ગળાડૂબ પડી ગયા, અને અઢારમા વરસમાં જ સને ૧૮૮૨માં હિંદીની તરફેણ કરતું એમનું સર્વપ્રથમ સાર્વજનિક ભાષણ થયું, જેનો અહેવાલ કૉલેજના પ્રિન્સિપાલને સભામાં હાજર એક મૅજિસ્ટ્રેટે મોકલી આપ્યો ને પરિણામે લજપતરાયને આવાં આંદોલનોથી દૂર રહેવાની ચેતવણી મળી.

સને ૧૮૮૨માં લજપતરાયે વિધિસર બ્રાહ્મસમાજમાં પ્રવેશ લીધો પણ એમનો આ સંસર્ગ લાંબો ટક્યો નહિ, કારણ એમના મિત્રો ગુરુદત્ત ને હંસરાજ આર્યસમાજી બની ગયા હતા. એ જ વરસના આર્યસમાજના વાર્ષિકોત્સવ પ્રસંગે લાલા સાંઈદાસે ચેનકેન પ્રકારેણ લાલાને તે જ દિવસે આર્યસમાજમાં સાંકળી લીધા અને એમનું વ્યાખ્યાન યોજ્યું. તે દિવસની પ્રેક્ષકગણની તાળીઓ-

ના ગડગડાટનો મદ સ્વાભાવિક રીતે આ જવાનને સ્પર્શી ગયો, અને એ અભ્યાસ પ્રતિ ઉદાસીન રહી આર્યસમાજની પ્રવૃત્તિઓમાં મન લગાવવા માંડ્યો.

લાહોર આર્યસમાજ તરફથી રજપૂતાના ને સંયુક્ત પ્રાંતોમાં આર્યસમાજના પ્રચાર અર્થે એક આગેવાન પ્રતિનિધિમંડળ મોકલવાનું થયું ત્યારે લજપતરાયની એમાં પસંદગી થઈ અને એમને સ્થાનિક નેતાપદ પ્રાપ્ત થયું. આર્યસમાજના કેટલાક સિદ્ધાન્તો પણ લજપતરાયને ખૂબ મનપસંદ પડયા. વ્યક્તિગત લાભને બદલે લોકકલ્યાણ અર્થે પોતાની શક્તિ ખર્ચવી અને એમાં રાષ્ટ્રીયત્વનો રણકો રાખવો એ બન્ને એમના દિલને ભાવી ગયાં.

જાહેરજીવનની તાલીમ ને શિક્ષણ લજપતરાયને મળતાં થયાં પણ એથી કરીને આજીવિકાની સમસ્યાનો કોઈ ઉકેલ હાથ લાગ્યો નહિ. સને ૧૮૮૧માં એમણે મુખતારની પરીક્ષા પાસ કરી. હવે એ પોતે દાવાઅરજીઓ લખી શકે, દસ્તાવેજોનું કામ કરી શકે પણ એમાં આવક કેટલી ને લાચારી કેટલી બધી? આમ છતાં પુસ્તકો પરથી એમનો જીવ ઊઠી ગયો હતો. પરીક્ષા પાસ કરવાની વાત એમને ગળે ઊતરે તેમ નહોતી. પિતાજી અધીરાઈથી એમના કમાવાની રાહ જોઈ રહ્યા હતા એટલે પોતાના વતન જગરાંવમા એ ધંધાર્થે પહોંચી ગયા. કસબાનું ગામ ને સરકારી કર્મચારીઓની બોલબાલા. ધંધો એવો કે આ સૌની ગુલામી જ કરવી પડે. થાકીને એ રોહતક ગયા છતાં ધંધાનું હીણપત પજવતું જ રહ્યું. વકીલાતની પરીક્ષા પાસ કરે તો સ્વમાનથી જિવાય એટલે ૧૮૮૩માં એ પરીક્ષામાં બેઠા પણ નાપાસ થયા. એ હતાશ થયા પણ પિતાજીએ પુનઃ પ્રયત્ન માટે આગ્રહ કર્યો અને બીજા પ્રયત્ને એ સફળ થયા.

રોહતકમાં વકીલાત શરૂ કરી તે પૂર્વે રોહતકના આર્યસમાજને

જીવંત ને પ્રાણવાન કરવાના કાર્યમાં એ ગૂંથાઈ ગયા હતા. દરમિયાન સને ૧૮૮૩માં દયાનંદ ઍંગ્લો વર્નાક્યુલર કૉલેજ, લાહોરની સ્થાપના થઈ. લાલાજીનો ઉત્સાહ ઓર બઢ્યો. રોહતકની સંસ્થાને એમણે ધબકતી કરી ને કૉલેજ માટે અહોનિશ એ ઘૂમતા રહ્યા.



## પ્રકરણ ૪

## રાજકારણમાં પ્રવેશ

લાલાજી જાહેરજીવનમાં તો પ્રવેશી ચૂકયા હતા. પણ એ જીવનમાં સને ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)ની સ્થાપનાથી એક નવું પરિબળ જન્મ્યું. લાલાજી ત્યારે હિસારમાં વકીલાત કરતા. સને ૧૮૮૮માં એમણે કૉંગ્રેસના પ્રચારાર્થે પંજાબ આવેલા શ્રી. બીમજીને હિસારમાં નોતર્યા. તેમણે એમનું સ્વાગત કર્યું ને એમને માટે સભા યોજી.

કૉંગ્રેસની સ્થાપના થતાં જ સર સૈયદ અહમદે બ્રિટિશ-પ્રેરિત સૂર બજાવવા માંડ્યો કે મુસલમાનોએ એ પ્રવૃત્તિથી અળગા રહેવું. સર સૈયદના પ્રશંસક રાધાકૃષ્ણનો દીકરો પિતાના ચીલે એમનો ચાહક બનેલો. સર સૈયદના આ નવા વલણથી આ નવલોહિયા યુવકના દિલને ચોટ લાગી અને એણે 'પ્રશંસક'ના નામથી સર સૈયદ અહમદનાં આગળનાં લખાણોનાં અવતરણો ટાંકી એમના નવા વલણનું પોકળ દર્શાવતા કેટલાક ખુલ્લા

પત્રો છાપામાં આપ્યા આ પત્રોએ એટલું બધું લોકધ્યાન-ખેંચ્યું કે કોંગ્રેસના સ્થાપક હ્યુમે આ પત્રોને પુસ્તકાકારે છપાવ્યા ને એને કારણે લજપતરાયને અણધારી પ્રસિદ્ધિ મળી. બાવીસ વરસની ઉંમરે પ્રયાગના કોંગ્રેસ-અધિવેશનમા પ્રથમ વખત હાજરી આપવા એ ગયા ત્યારે સ્ટેશન પર પંડિત માલવીયજી તથા શ્રી. અયોધ્યાનાથજી જેવાએ એમનું ઉષ્માભર્યું સ્વાગત કર્યું. સને ૧૮૮૮ની એ કોંગ્રેસમાં લાલાજીનાં બે વ્યાખ્યાન યોજાયાં. એક પેલા ખુલ્લા પત્રો પર, ને બીજામાં એમણે શિક્ષણ તથા ઔદ્યોગીકરણ પર લક્ષ આપવા અનુરોધ કર્યો. કોંગ્રેસના ઇતિહાસ-કાર ડો. પટ્ટાભી સીતારામૈયા લખે છે કે અર્ધો સમય આ રચના-કાર્યો પર આપવાની લાલાજીની વાત એમની દૂરંદેશી ને દીર્ઘદૃષ્ટિનાં સૂચક છે. વધારામાં એમણે રિવાજ મુજબ અંગ્રેજીમાં ભાષણ કરવાને બદલે હિન્દુસ્તાનીનો ઉપયોગ કર્યો અને કોંગ્રેસને જનસાધારણનું પ્રતિનિધિત્વ મળે તેવા પ્રશ્નોની અગત્યનો નિર્દેશ કર્યો.

હિસારના એમના સને ૧૮૯૦ સુધીના નિવાસ દરમિયાન એક ઉત્સાહી આર્યસમાજી નેતા, સર્વશ્રેષ્ઠ સાર્વજનિક વક્તા તથા રાજનૈતિક ક્ષેત્રના એક ચમકતા સિતારા તરીકે લાલાજી વિખ્યાત બન્યા. દિનપ્રતિદિન એમની જાહેર કામગીરી વધતી ગઈ અને સાથો-સાથ એમની વકીલાત પણ જામતી ગઈ. દર માસે હજારથી બે હજાર રૂપિયા જેટલી એમની આવક થઈ. એમણે પિતાજીને નોકરી છોડાવી દીધી, ઘરનો સર્વ ખર્ચભાર—ભાઈ-બહેનોના અભ્યાસ ને વિવાહનો ખર્ચ પણ—એમણે ઉઠાવ્યો અને સાથોસાથ સાર્વજનિક કાર્યોમાં ઉદાર હાથે દાન આપવા માંડ્યું.

જોતજોતામાં હિસારનું કાર્યક્ષેત્ર એમને સર્વ રીતે નાનું પડવા લાગ્યું અને સને ૧૮૯૦માં એ લાહોર પહોંચ્યા. લાલાજી લાહોર

આવ્યા ત્યારે સમગ્ર લાહોર એક કાયાપલટ અનુભવી રહ્યું હતું. એમના વિદ્યાર્થીકાળના શાંત લાહોરને સ્થાને હવે કારખાનાં તથા શૈક્ષણિક સંસ્થાઓ વિકસવા લાગ્યાં હતાં અને સાર્વજનિક ક્ષેત્રે આર્યસમાજ, બ્રાહ્મસમાજ, હિન્દુસમાજ જેવી સામાજિક સંસ્થાઓ એક નવી વિચારધારા જન્માવતી હતી. 'સિવિલ એન્ડ મિલિટરી ગેઝેટ' તથા 'ટ્રિબ્યુન'–બન્ને છાપાંના શ્રીગણેશ મંડાયા હતા. આમ જે સાર્વજનિક જીવનની ખોજમાં લજપતરાય લાહોર આવ્યા હતા તેની ભૂમિકા સર્જાઈ હતી અને લગભગ ચાલીસ વરસ સુધી એ જીવનના સ્નાયુ-કેન્દ્ર સમા એ બની રહ્યા.

લાહોરમા એમનો જીવ દયાનંદ કૉલેજની સ્થાપના ને વિકાસમાં વિશેષતઃ પરોવાયેલો રહ્યો. એને માટે દાનઝોળી ફેરવવી, એનાં મકાનોના બાંધકામનું નિરીક્ષણ કરવું, એના શિક્ષકોની નિમણૂક કરવી, એના છાત્રજીવનને આદર્શમય બનાવવું–આ બધું એ મંત્રી તરીકે લગનથી કરતા. આ બધી રચના-પ્રવૃત્તિઓના પરિણામે તથા રાજકારણની તે જમાનાની કાર્યહીનતાને લીધે પ્રયાગ પછીથી એ કૉંગ્રેસના નાતાલના અધિવેશનમાં ફરી ગયા નહોતા; પણ એમનો ને કૉંગ્રેસનો સંબંધ જીવનભરનો નિર્મિત થયેલો હતો એટલે જ જાણે કૂવો તરસ્યાની પાસે આવે એમ સને ૧૮૯૩માં લાહોરમાં કૉંગ્રેસનું અધિવેશન ભરાયું.

લાલાજીએ આ અધિવેશનમાં બેત્રણ વ્યાખ્યાન આપ્યાં. એમનો ઝોક કૉંગ્રેસ માટે બંધારણ અપનાવવા અંગે હતો. હ્યુમ કે ફિરોજશાહ મહેતાને એની આવશ્યકતા લાગતી નહોતી. સને ૧૯૦૪ના અધિવેશનમાંય લજપતરાય ને પંજાબના એમના સાથી-પ્રતિનિધિ શ્રી. દ્વારકાદાસ વગેરેએ કાંગ્રેસના બંધારણ માટે જોશપૂર્ણ દલીલો કરી. એમનું કહેવું હતું કે કૉંગ્રેસના પ્રતિનિધિઓ જનતા દ્વારા ચૂંટાઈ આવે અને એના કાર્યના સાતત્ય ને સંગઠન અર્થે

પ્રાદેશિક શાખાઓ સહિતની એક કેન્દ્રીય વ્યવસ્થા ઊભી કરાય. કોંગ્રેસના સર ફિરોજશાહ મહેતા જેવા તત્કાલીન મહારથીઓ એની તદ્દન વિરુદ્ધ હતા. લાલાજીને એચાર સાલ પછી જે લોકપ્રતિષ્ઠા ને મોભો પ્રાપ્ત થયાં તે તે સમયે નહોતાં એટલે એમનો પ્રસ્તાવ ઊડી ગયો; પણ એમના દિલમાં અફસોસ એ વાતનો રહ્યો કે પોતાનું સંસ્થા ઉપરનું આધિપત્ય બંધારણને માટે જે નેતાઓ જોખમમાં મૂકવા તૈયાર નથી તે બ્રિટિશ આધિપત્યને કેમ કરી નિર્મૂળ કરશે?

ખુશનસીબીની વાત એટલી રહી કે આ અધિવેશનમાં એમને ટિળક-ગોખલેનો ભેટો થયો. એમની વચ્ચે મૈત્રીસંબંધ જામ્યો જે જીવનભર ટક્યો અને લાલ-બાલ-પાલની ત્રિમૂર્તિના સર્જનનાં બીજ રોપાયાં.



## પ્રકરણ ૫

## દીનદુખિયાંની વહારે

**લા**જપતરાય માટે ઓગણીસમી સદીનાં અંતિમ વરસ અનેક રીતે મહત્ત્વનાં નીવડ્યાં. એમનો રાજકારણી ને સામાજિક જીવ આ વરસો દરમિયાન તાલીમ પામી તૈયાર થયો તેમ એમના જીવનનું એક નવું પાસું આ કાળ દરમિયાન છતું થયું અને પાંગર્યું. આ વરસો દરમિયાન ભારત પર મહામારી, અનાવૃષ્ટિ ને દુકાળ એમ ત્રિવિધ સંકટો તૂટી પડ્યાં ને ગરીબ બિચારી જનતા

વિહ્વળ બની, દુઃખી બની ને હજારોની સંખ્યામાં મૃત્યુશરણ પામી. સને ૧૮૯૭માં પૂના વિસ્તારમાં ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો. એની રાહતવ્યવસ્થા પર લોકમાન્ય ટિળકે ટીકાઝડી વરસાવી તે બદલ એમને અઢાર માસનો કારાવાસ મળ્યો.

એ જ કાળ દરમિયાન ભારતના વિવિધ ભાગોમાં અનાવૃષ્ટિ થઈ. રાજપૂતાનામાં વિકટ પરિસ્થિતિ સર્જાઈ. આમ તો અલ્પવૃષ્ટિનો પ્રદેશ, તેમાં ઉમેરાઈ અનાવૃષ્ટિ. પ્રજાની પરેશાનીનો પાર રહ્યો નહિ ને એના ભીષણ સમાચારોએ લજપતરાયનું નવનીત શું હૃદય પીગળી ઊઠ્યું.

વિદ્યાર્થી-અવસ્થામાં વાંચેલી ને સાંભળેલી રજપૂત શૌર્યકથાઓએ લાલાજીના દિલમાં રાજસ્થાન વિશે એક કૂણો મધુરભાવ જન્માવ્યો હતો. એ પ્રદેશની શૂર પ્રજા કીડીમંકોડી જેમ દુષ્કાળના મોંમાં ઝડપાઈ જાય છે—એનો ત્રાસ થાય છે એ હકીકત માત્રે લાલાજી હાલી ઊઠ્યા, અને એમણે એ પ્રજાની વહારે ધાવાનું નક્કી કર્યું.

આ જ પ્રસંગે એમની ધર્મભાવનાને તથા એમના માનવતાવાદી મનને એક બીજી દિશામાંથી દુઃખધક્કો લાગ્યો. દુકાળથી સર્જાતી ભૂખ ને દૈન્યની લાચારીભરી પરિસ્થિતિનો અયોગ્ય લાભ ઉઠાવી મિશનરી-પ્રચારકો ધર્માંતરમાં પ્રવૃત્ત બન્યા. આવા વિષમ કાળે અણસમજુ બાળકો અને અજ્ઞાન પ્રજાજનોને કદીક કદીક બ્રાહ્મણના છૂપા વેશે લલચાવી એ ઈસાઈ બનાવતા. કોઈકની વિકટતાનું આવું શોષણ ધર્મ માટે કરવાની વૃત્તિના સાક્ષી બનવાનું લાલાજી માટે મુશ્કેલ બન્યું. એમનો આખો આત્મા કકળી ઊઠ્યો અને એમણે અતિશય વિરોધ વહોરીને એની સામેનો પોતાનો પુણ્યપ્રકોપ જાહેર કર્યો. તેમણે કોર્ટનો આશરો લઈ આવા પરિસ્થિતિ-

જન્ય ધર્માંતરને અટકાવવા યત્ન કર્યો ઉપરાત માત્ર વિરોધ વ્યક્ત કરીને ઇતિકર્તવ્યતા માની લેવાને બદલે એમણે રચનાત્મક રાહતપ્રવૃત્તિ ને સગઠનના શ્રીગણેશ માડ્યા. આવા અનાથ, પીડિત ને દુ ખી ભાઈભાડુ માટે એમણે અનાથાશ્રમોની સ્થાપના કરવાનુ જાહેર કર્યુ

સને ૧૮૯૭ ને ૧૯૦૦ના ઉગ્રતમ દુકાળ પ્રસગે એમણે પોતાની સર્વશક્તિ—વક્તૃત્વ, સગઠન, વ્યવસ્થા—ને કામે લગાડી, અને એક પડકાર રૂપ બનતી સમસ્યાને હલ કરવામા પૂર્ણરૂપે પ્રવૃત્ત બની પોતાની સર્વતોમુખી પ્રતિભાનો આસ્વાદ પ્રજાસમસ્તને ચખાડ્યો

આ સમગ્ર કાર્ય વિવિધ ક્ષેત્રોમા પાગરતુ હતુ—વિપત્તિસ્થાને ભોજનાદિની ગહત, પીડિતોના સ્થળાતરો, એમને માટે સ્થાયી આશ્રયસ્થાનો, આ બધા માટે આવશ્યક નાણાની ભડોળપ્રાપ્તિ, યોગ્ય વિનિમય કરી હેતુ સિદ્ધ કરે તેવી માનવવ્યવસ્થાનુ નિર્માણ અને આ સઘળા માટે આવશ્યક તત્રવ્યવસ્થાનુ નિર્માણ

દયાનદ કૉલેજના પોતાના ગાઢ સપર્કને પરિણામે એમણે શિક્ષકશિષ્યવૃદમાથી એક સ્વયસેવકદળ જમાવ્યુ, એ દળને ભાવના ને આદર્શના પયસિચન કર્યા, એમને ઘટતી સૂચનાઓ ને તાલીમ આપી ને રજપૂતાનાથી પજાબ સુધીની એક જીવત સપર્કહરોળ ખડી કરી આ હરોળ એક છેડે માનવઘાતનાનુ માપ કાઢે, રાહતના ચાપતા ઇલાજ યોજે, પરિસ્થિતિના તાદશ અહેવાલો મોકલે, જરૂરિયાતોના મૂલ્યાકન કરી એની ખેપ પહોચાડે અને એમ કાળની ભીષણતાને હળવી કરવા અહર્નિશ પ્રયત્નશીલ રહે લાલાજીની સૂચના હતી કે શિશુ, વિધવા અને નાની વયની કુમારિકાઓ પ્રતિ તાત્કાલિક ધ્યાન અપાય એમની દૂર દેશી ને રચનાત્મક વ્યવહારદષ્ટિની સાબિતી એ હકીકત ઉપરથી જણાય

છે કે એમણે નાગરિકોને એ વાતની અપીલ કરી કે આ શરણ-વાંછુ બાળકોને માત્ર અન્નવસ્ત્રાદિથી શરણું આપવાને બદલે એમને ઉપયોગી ધંધા કે કારીગીરીનું શિક્ષણ આપી એમને સ્વાવલંબી નાગરિક બનાવવા પ્રતિ ધ્યાન ને ઝોક રાખવાં. પરિણામે માત્ર નાણાકીય કે સાધનવિષયક દાન આપી સંતોષ અનુભવવાને બદલે એ જનતાને, ખાસ કરીને સખી સદ્‌ગૃહસ્થોને આ પીડિતોને ધંધે લગાડવા કે રોટી કમાતા કરવા આગ્રહભરી વિનંતી કરતા. એમના આ દિશાના રચનાત્મક પ્રયાસોને પરિણામે ફિરોઝપુર, લાહોર ને મેરઠના અનાથાશ્રમોની સ્થાપના થઈ. આ આશ્રમોમાં અનાથ બાળકોને ફક્ત ભૌતિક આશ્રય આપવા ઉપરાંત એમને ધંધાકીય શિક્ષણ કે કારીગીરી આપવા પર સતત જોરદાર વલણ રહ્યું છે. આ સ્થાયી આશ્રમો ઉપરાંત ઠેરઠેર એમણે તાત્કાલિક રાહતછાવણીઓ ઊભી કરી અને હજારોની સંખ્યામાં દુકાળ-પીડિતોને સહાયતા પહોંચાડી.

આ સર્વ માટે આવશ્યક પ્રજામાનસનો સ્પર્શ એમને સુલભ હતો. આવા વિશાળ પાયા પર માનવહૃદયના તારને ઝણઝણાવી, એમાંથી સંવાદી સૂર જન્માવી, એ હૃદયભાવને રાહતકાર્યોમાં પરિણત કરવા માટે પ્રજામાનસ ને પ્રજાદિલ પર પાકી પકડ આવશ્યક છે. લજપતરાયની પ્રકૃતિને આ સ્વાભાવિક વાત હતી. દુકાળપીડિતોની પ્રથમ ટુકડીના લાહોર-આગમન પ્રસંગે એમણે જાહેર સ્વાગતની યોજના કરી. એ પ્રસંગે જે માનવમહેરામણ સ્ટેશને ઊમટ્યો એણે પ્રતીતિ કરાવી કે લજપતરાયે લક્ષ્ય સચોટ વીંધ્યું છે. આ ટુકડીને તથા એની અનુગામી મંડળીને લજપતરાયે પોતાના કોર્ટ સ્ટ્રીટના મકાનમાં રાખી સ્વાર્પણનું એક ઉત્તમ ઉદાહરણ પૂરું પાડવા સાથે પ્રજાદિલને વશ બનાવી દીધું. પ્રજા-હૃદયની આ શ્રદ્ધાભાવના ને એની કુમાશને એક અચ્છા લોકશિલ્પી-

ની અદાથી લજપતરાયે સક્રિય બનાવી ને ભેવડી સિદ્ધિ હાંસલ કરી. તેમણે દીનદુઃખીને રાહત અપાવી, અને આવી પરિસ્થિતિ પ્રસંગે હાથપગ જોડી બેસી રહેતી જનતાને એક જીવતુંજાગતું ઉદાહરણ પૂરું પાડી એની પોતાની સુષુપ્ત તાકાતનું દર્શન કરાવ્યું. આ તાકાતદર્શને પ્રજામાં આત્મશ્રદ્ધા જન્માવી અને આવા પ્રસંગોએ આપમેળે કશુંક કરી છૂટવાની તમન્ના જગાવી. એમણે એ છાપનેય નિર્મૂળ કરી કે આવા પ્રસંગોએ સફળતા સરકાર કે મિશનરી સંસ્થાને જ વરી શકે.

પોતાની આ કાર્યની સમીક્ષા કરતાં લાલાજી પોતાની આત્મકથામાં નોંધે છે, "અનાથોની રક્ષા માત્ર કોઈ મામૂલી કાર્ય નહોતું પણ એમાંથી જે મહત્તર લાભ થયો તે તો વિવિધ પ્રાંતોના કાર્યકરોના કાર્યમિલનમાંથી જન્મેલો ભ્રાતૃભાવ છે. ઉપરાંત આ રાહતના ભિન્ન ભિન્ન પ્રકારો ને તબક્કાઓ પ્રસંગે કાર્યકરો ને સ્વયંસેવકોને જે વિશાળ પાયા પરની તાલીમ મળી તે અણમૂલ છે."

વળી પ્રાંતીય ભાવો ને સંકુચિતતાઓના સીમાડા વટાવી, સૌ પીડિતો માટે હૃદયઔદાર્યનો સ્રોત વહાવવાનો જે પ્રસંગ વિવિધ પ્રાંતોના લોકોને મળ્યો તેણે ભાવાત્મક એકતાના સર્જનની દિશામાં એક ડગલું ભર્યું. લાલાજીની દૃષ્ટિએ આ તાલીમ એ એમનાં હવે પછીનાં કાર્યોની સફળતાની ભૂમિકા સર્જતી ગઈ. એમનું નામ જે અત્યાર અગાઉ પંજાબમાં જ જાણીતું હતું તે હવે પ્રાંતીય સીમાડા વટાવી ભારતના અન્ય ભાગોની પ્રજાનાં હૃદયમાં ગુંજતું ને જાણીતું થયું, અને હજારો અબુધ, અજ્ઞાન, અભણ લોકોના હૃદયમાં એમને સ્થાન મળ્યું.

આ ભગીરથ પ્રયાસ પ્રસંગે લજપતરાય ન તો આહારવિહારમાં

નિયમિતતા સાચવી શક્યા કે ન નિદ્રા-આરામની મર્યાદા પાળી શક્યા. પરિણામે આ અત્યન્ત કઠિન પરિશ્રમને પરિણામે એ પથારીવશ થયા. વિશ્રામ અર્થે એ એબોટાબાદ ગયા પણ ત્યાં એક દિવસ વરસાદમાં ભીંજાઈ જવાથી એમને ભારે તાવ લાગુ પડ્યો અને એમના હૃદયમાં સોજો આવ્યો. કેટલાકને એમના બચવાની કે સાજા થવાની આશા ન રહી પણ એ સપ્ટેમ્બરથી એપ્રિલ સુધી બીમારી સામે ઝઝૂમતા રહ્યા ને આખરે સ્વસ્થતા પ્રાપ્ત કરી શક્યા. દરમિયાન એમના નાના ભાઈ દલપતરાયનું ક્ષયથી દુઃખદ અવસાન થયું. એથી એમના હૃદયને ચોટ લાગી, પણ જનતાની દુકાળ-આપત્તિને નિવારવા મથતા આ મહાનુભાવ જનતાના વિશાળ દુઃખમાં પોતાની અંગત આપત્તિ વીસરી જવા લાગ્યા.

વિશાળ જનસમુદાયનાં દૈન્ય, દરિદ્રતા, અજ્ઞાન ને વ્યાધિ, તેમજ નૈસર્ગિક સંકટોથી એમના આત્માને એટલો ઊંડો આઘાત થયો ને એવી સહાનુભૂતિ જન્મી કે એમને થયું કે હવે ક્ષુદ્ર દ્રવ્યોપાર્જનની પ્રવૃત્તિને કાયમ માટે ત્યજી લોકસેવાના કાર્યને પોતાના બાકીના જીવનની શક્તિઓ સમર્પિત કરવી.

એમના સૌથી નાના પુત્રના જન્મ આસપાસ એટલે કે સને ૧૯૦૦માં આ વિચાર એમના મનમાં અતિ બળવાન બન્યો અને એમણે પિતા આગળ પોતાની મહેચ્છા વ્યક્ત કરી. જીવનભર દારિદ્રમાં સબડેલા રાધાકિશને લાલાજીની વકીલાત પછી જે સંપત્તિસુખ અનુભવ્યું હતું ને તંગીરાહત માણી હતી, તે સુખ-ચાંદની આટલી અલ્પજીવી નીવડે એ એમને ગળે ઊતરે તેવી વાત નહોતી. લાલાજીએ સમર્થન કર્યું કે પોતે ભાઈભાંડુને ભણાવી-ગણાવી ઠેકાણે પાડ્યાં છે, એમના લગ્નાદિના ખર્ચ પતાવી દીધા

છે, થોડી એવી પૂંજી એકઠી કરી છે જે બાળકોના સંવર્ધન ને કુટુંબના જીવનનિર્વાહ માટે પર્યાપ્ત નીવડશે.

એમના જીવનમાં જ્યારે એમને ભારે કમાણી હતી ત્યારે પણ એમણે કદી સાહેબી માણી નહોતી, એશઆરામની કલ્પના કરી નહોતી. એમને મન તો પોતાની સર્વ શક્તિ, પોતાની સઘળી સંપત્તિ ભારતનાં પ્રજાજનો, એનાં દીનદુખિયાંના કલ્યાણ અર્થે જ પ્રભુએ આપેલી દેણગી હતી; એટલે પિતાની સ્વાભાવિક આનાકાનીને અવગણી દયાનંદ કૉલેજના વાર્ષિકોત્સવ પ્રસંગે એમણે જાહેરાત કરી કે પોતાની શૈક્ષણિક, સામાજિક, રાજકીય અને જનકલ્યાણવિષયક પ્રવૃત્તિઓને પોતે ન્યાય આપી શકે તે હેતુસર હવે વકીલાતને સંકેલી પોતાનું સમગ્ર શેષજીવન જનતાજનાર્દનને ચરણે ધરશે અને તેની સેવામાં કૃતકૃત્યતા અનુભવશે.

☆

## પ્રકરણ ૬

## પ્રેરણાપાન

**જીવનના** મહાન આદર્શોને જીવી બતાવનાર સંસારના મહાપુરુષોનાં જીવનચરિત્ર સમાજના સૌ થરને અને મુખ્યત્વે કરીને કિશોરોને તથા નવલોહિયા યુવકોને ઉત્સાહિત કરે છે, નવાં સોપાનો સર કરવા પ્રેરે છે, ત્યાગ ને સમર્પણની ભાવના જાગૃત કરે છે અને હતાશાના પ્રસંગે શ્રદ્ધાને જીવિત રાખે છે. લજપતરાયને પોતાને પોતાના વાચન દ્વારા આ વાતનો અનુભવ થયો હતો

એટલે એમના મનમાં ઝંખના હતી કે પોતાને જે જીવનસાહિત્ય અંગ્રેજી દ્વારા પ્રાપ્ત થયું છે તેના સહભાગી અંગ્રેજી ન જાણનાર સૌને કોઈક રીતે બનાવું. આ મુરાદને બર લાવવા સને ૧૮૮૬માં એમણે "સંસારના મહાપુરુષો"ના શીર્ષકથી એક પુસ્તકમાળા ઉર્દૂમાં પ્રકાશિત કરવાનું ઠરાવ્યું અને એના પહેલા મણકા તરીકે ઇટાલીના સ્વાતંત્ર્ય-સંગ્રામવીર ગૅરીબાલ્ડીનું જીવન લખી પ્રસિદ્ધ કર્યું. મૅઝિની-ગૅરીબાલ્ડીનાં જીવને એમને દેશપ્રેમનાં પ્રેરણાપાન પાયેલાં, સ્વાતંત્ર્યપ્રાપ્તિની ઝંખના જન્માવેલી. ટૂંકમાં, ગૅરીબાલ્ડી-ની જીવનભરની દેશદેશના સ્વાતંત્ર્ય માટેની ને ગુલામીની શૃંખલા તોડવા માટેની લડતોએ એમને પ્રભાવિત કરેલા. એ પ્રેરણાનો લહાવો ઉર્દૂ-વાચકોને પીરસવા એમણે જાતે ગૅરીબાલ્ડીની જીવન-કથા લખી અને પંજાબના આબાલવૃદ્ધ સૌને દેશાનુરાગની ભાવના અર્પવાના ઉદાત્ત હેતુસર પ્રસિદ્ધ કરી. એમની શ્રદ્ધા હતી કે આ પ્રકાશન પંજાબમાં નવીન જાગૃતિનો સંચાર કરશે. આ જાગૃતિનાં એંધાણ બંગભંગ ને આનુષંગિક સને ૧૯૦૬-૭ની ઘટનાઓમાંથી મળી રહે છે.

એમના આ પુસ્તક-પ્રકાશનથી શાસનકર્તાઓમાં ભારે ભયભાવના જન્મી. એમને લાગ્યું કે આ પુસ્તક વિદ્રોહ ફેલાવશે. કેળવણી-ખાતાએ એ પ્રત્યે સવિશેષ ચિંતા વ્યક્ત કરી, પણ જે અંગ્રેજી પુસ્તકમાળા પરથી આ તૈયાર કરવામાં આવ્યું હતું તેની ત્રણચાર આવૃત્તિઓ હિન્દુસ્તાનમાં જ ખપી હોવાથી કાયદેસર રીતે એની સામે કોઈ પગલાં શક્ય નહોતાં.

ગૅરીબાલ્ડીના જીવનચરિત્ર બાદ એ પ્રકાશનમાળામાં લાલાજી-એ સ્વલિખિત ત્રણ પુસ્તકો પેશ કર્યાં. એ હતાં શિવાજી, શ્રદ્ધાનંદ ને શ્રીકૃષ્ણનાં જીવનચરિત્ર. તે સમયે ઉર્દૂમાં પ્રાપ્ય, ખાસ કરીને મુસલમાન ઇતિહાસકારોને હાથે લખાયેલ

છત્રપતિ શિવાજીના જીવનચરિત્રમા એમના શ્રેષ્ઠતમ ગુણોને સ્પર્શ્યા સિવાય એમની બીજી બાજુને નજરમા રાખી એમને 'ડુંગરના ઉંદર' તરીકે વર્ણવી ઉતારી પાડવામા આવતા આ જમાનામા મહારાષ્ટ્રમા વ્યાપેલી નવજાગૃતિના અંશ સ્વરૂપે જે સાહિત્ય શિવાજી અંગે સંકલિત થયુ હતુ તેનો ઉપયોગ કરી લાલાજીએ ઉર્દૂ-સાહિત્ય પૂરતા શિવાજીને એમના યોગ્ય સ્વરૂપે ચીતર્યા. પરિણામે થોડા જ સમયમા જે લોકો તત્કાલપર્યંત શિવાજીની ઠેકડી ઉડાવતા, તે એમને આદર આપતા થઈ ગયા

આ પુસ્તકની ઠીક વિસ્તૃત પ્રસ્તાવનામા એમણે જણાવ્યુ કે આપણા રાષ્ટ્રની પ્રજાએ આપણા ભૂતકાળના ગૌરવની સ્પષ્ટ ઝાંખી પ્રાપ્ત કરવી જોઈએ અને સાથોસાથ આપણી અધોગતિથીય વાકેફ થઈ, આપણને ઘેરી વળેલી ઉદાસીનતાને ફગાવી દઈ, નૂતન ઉત્થાન માટેના પ્રયત્નમા લાગી જવુ જોઈએ

એમનુ બીજુ પુસ્તક એમના શ્રદ્ધેય સ્વામી શ્રદ્ધાનંદજીના જીવનચરિત્રનુ બન્યુ સ્વામીજીના નવજાગૃતિના સંદેશથી પ્રભાવિત થઈને લાલાજીએ જાહેરજીવનની શરૂઆત આર્યસમાજના પ્રખર હિમાયતી, પુરસ્કર્તા ને પ્રચારક બનીને કરી હતી વરસો સુધી પંજાબમા આર્યસમાજના અખંડ અને અવિરત, અથાક અને ઉત્સાહી ઝંડાધારી તરીકે એમણે કાર્ય કર્યુ, તેની ભૂમિકામાં શ્રદ્ધાનંદજીની પ્રેરણા હતી આવા શ્રદ્ધેય મહાપુરુષનો જીવનવૃત્તાંત પેશ કરી એમણે કૃતજ્ઞતા અનુભવી અને સમાજે એક વિશ્વસનીય જીવનકહાણીનો લહાવો માણ્યો

એમની ચરિત્રમાળાનુ એમનુ લખેલુ અંતિમ પુસ્તક તે શ્રીકૃષ્ણનુ જીવનચરિત્ર છે. પૌરાણિક કથાવાર્તાઓના પાત્ર બનેલા શ્રીકૃષ્ણની આજુબાજુ જે અનેકાનેક કૃષ્ણલીલાઓની જાળ—

ગૂંથાઈ છે તેમાંથી કૃષ્ણને બહાર કાઢી મહાભારતકારે રજૂ કરેલા અસલ રાજકારણી કૃષ્ણને છતા કરી એના શૌર્યની, એના પિશાચદમનની, એના ગીતાસર્જનની મૂર્તિ લોકઆંખે વસાવવાનો એમનો હેતુ હતો. ગોપીઓમાં રાચતા કે એમનાથી વીંટળાઈ ફરતા લોકભોગ્ય કૃષ્ણને લોકનજરમાંથી હટાવી અર્જુન જેવા નરને માર્ગદર્શન આપવા યોગ્ય નીવડેલા નારાયણની શ્રીકૃષ્ણની મૂર્તિ એમણે મહાભારતના સંદર્ભો ટાંકી ઉપસાવવા યત્ન કર્યો અને એમાં એ મહદ્ અંશે સફળ થયા. આમ કરવામાં જેને અનુસરવા આપણે યત્ન કરીએ છીએ તેના પ્રમુખ ગુણલક્ષણો દૃષ્ટિ સન્મુખ લાવવાનો એમનો હેતુ હતો.

લોકકેળવણીની આ પ્રક્રિયાના બીજા તબક્કે એમણે સાપ્તાહિક 'પંજાબી'નો પ્રારંભ કર્યો અને એના દ્વારા જનસમાજની સામાન્ય જાગૃતિ અને એમનું સામાજિક શિક્ષણ ચાલુ રાખવાનો લાલાજીએ પ્રયાસ કર્યો.

☆

## પ્રકરણ ૭

## કૉંગ્રેસના નેતૃત્વમાં

**સને** ૧૯૦૪ની કૉંગ્રેસમાં સંસ્થાના પ્રજાતંત્રવાળા બંધારણની લાલાજીની દરખાસ્તથી સંસ્થાના નેતાઓમાં એ આવી ગયા. મુંબઈના આ અધિવેશન પછી તરત એ દક્ષિણ હિંદ ને લંકાની

સફર ઉપડયા દક્ષિણના સ્થાપત્ય સૌદર્ય વગેરેથી એ મુગ્ધ થયા પાછા વળતા એ કલકત્તા રહી નીકળ્યા ત્યારે કેન્દ્રીય કાઉન્સિલની બેઠક ચાલુ હતી ગોખલેજી એ બેઠક નિમિત્તે કલકત્તામા હતા એમણે લાલાજીને કાઉન્સિલની કાર્યવાહીથી પરિચિત કર્યા અને તે જ પ્રસગે નિર્દેશ કર્યો કે ઇગ્લેન્ડની પ્રજાને દેશની અરમાનો ને આવશ્યકતાઓથી પરિચિત કરવા કોગ્રેસનુ જે પ્રતિનિધિમડળ મોકલવાનુ છે તેમા લાલાજીનો સમાવેશ કરવાની એમની ઇચ્છા છે પરદેશયાત્રાના અનુભવ ને પ્રતિનિધિમડળની કામગીરીની કલ્પના એમને ગમી ને એ તત્કાલ સહમત થયા ઉભય વચ્ચે આ પ્રસગે જે સ્નેહકડી સર્જાઈ તે જીવનભર ટકી વરસો વીતતા બન્ને વચ્ચેના રાજકીય દૃષ્ટિબિંદુમા અતર વધતુ ચાલ્યુ છતા એમના હૃદયમા એકમીજા માટેના કોમળ ભાવો કાયમ ટકી રહ્યા

આ જ મુલાકાત પ્રસગે એમને મિસ્ટર નિવેદિતાનો સપર્ક થયા એ મુલાકાતનો ઉલ્લેખ કરતા લાલાજી આત્મકથામા નોધે છે, "માર્ગમા એમના મુખેથી જે વાર્તા મે સાભળી તે હુ કદી ભૂલી શક્યો નથી બ્રિટિશ રાજ્ય પ્રત્યે એમના મનમા અત્યન્ત ઘૃણા હતી અને ભારતવાસીઓ માટે એમનુ હૃદય પ્રેમથી છલકતુ હતુ રાજનીતિ વિશે ઘ એમની વ્યાખ્યા મેઝિનીની વ્યાખ્યા જેવી હતી સક્ષેપમા આ મુલાકાતથી મારા વિચારો ને મારી શ્રદ્ધાને પુષ્ટિ મળી અને મને અપાર આનદ થયા "

ઇગ્લેન્ડના પ્રતિનિધિમડળમાની લાલાજીની પસદગીને પજાબની શાખાએ શીઘ્ર સમતિ આપી અને ખર્ચ માટે ટહેલ નાખી ઝપાટાબધ ત્રણ હજાર રુપિયા એકત્રિત થઈ ગયા પણ લાલાજીએ મુસાફરીખર્ચ પોતે જ ઉપાડવાનુ ઠરાવ્યુ એટલે એ રકમ સ્થાનિક શાખાને અન્ય ઉપયોગ માટે મળી

લાલાજી યુરોપની તૈયારીમાં લાગી ગયા. લોકપ્રિયતાને કારણે એમને ભવ્ય વિદાયમાન મળ્યું. ઊપડવાના હતા તે જ દિવસે ગોખલેજી તરફથી તાર આવ્યો કે ઇંગ્લૅન્ડથી સૂચના છે કે હાલ પ્રવાસ મોકૂફ રાખવો ને જુલાઈમાં જવું. લાલાજી ઇંગ્લૅન્ડ પહોંચવા ઉત્સુક હતા અને વિદાયમાનની હારમાળા એવી સર્જાયેલી કે પ્રવાસ મોકૂફ રાખવો મુશ્કેલ હતો. નિયત થયા મુજબ પૂના થઈ એ સ્ટીમર પર પહોંચ્યા અને દસમી જૂને ઇંગ્લૅન્ડને કિનારે ઊતર્યા.

લગભગ એક માસ લજપતરાયે સ્કૉટલૅન્ડ અને ઇંગ્લૅન્ડના ગ્રામ-વિસ્તારનો પ્રવાસ ખેડયો અને ઠેકઠેકાણે ભારતવર્ષની પરિસ્થિતિ ને માંગ પર વ્યાખ્યાનો આપ્યાં. દરમિયાન ગોખલેજી પહોંચી ગયા. પછી તો બન્નેનો પ્રવાસ સાથે ગોઠવાયો અને માન્ચેસ્ટર, એડિનબર્ગ, લિવરપુલ વગેરે શહેરોમાં બન્નેએ ભારતની વકીલાત કરી.

એમના લંડનનિવાસ દરમિયાન શ્યામજી કૃષ્ણ વર્મા, વડોદરાના ગાયકવાડ વગેરે સાથે એમને પરિચય થયો અને એમના દષ્ટિબિંદુઓની આપલે થઈ.

દેશ પાછા ફરતાં અગાઉ પંજાબના સરદાર દીવાન બદરીનાથ સાથે એ યુ. એસ. એ.નો આંટો લગાવી આવ્યા. લંડન પાછા ફર્યા ત્યારે શ્રી વિલિયમ વેડરબર્ને એમનાં વ્યાખ્યાનો મુખ્યત્વે મજૂર-પક્ષના આશ્રયે ગોઠવ્યાં. એમના આ પ્રવાસે ને વ્યાખ્યાનમાળાએ એમની નીડરતા, સ્પષ્ટવક્તાપણું, સ્વતંત્રવિચારસરણી, દેશદાઝ જેવા લાક્ષણિક ગુણોની સૌને પ્રતીતિ કરાવી.

૧૯૦૫ના નવેમ્બરની ત્રીસ તારીખે લાલાજી જે સ્ટીમર દ્વારા મુંબઈ બંદરે ઊતર્યા તે જ સ્ટીમરમાં લૉર્ડ મિન્ટો વાઈસરૉયપદ ગ્રહણ કરવા આવ્યા. આ અગાઉ ઑક્ટોબરમાં લૉર્ડ કર્ઝને

બંગાળના વિભાજનનો હુકમ કર્યો હતો અને લોકોના દિલ પર ચોટ લગાવી હતી.

આ સંજોગોમાં લાલાજી ભારત આવ્યા. લાહોર સ્ટેશને એમનું અપૂર્વ સ્વાગત થયું. સ્થાનિક નેતાઓએ એમને ખભે બેસાડયા ને વિદ્યાર્થીઓએ એમની ગાડી ખેંચી એમને નિવાસસ્થાને પહોંચાડયા. આર્યસમાજના વાર્ષિકોત્સવ પ્રસંગે એમનું વ્યાખ્યાન યોજાયું એમાં લોકઠઠ જામી. એ ભાષણમાં ભાવિનાં એંધાણ વરતતા હોય એમ એમણે સંકેતવાણી ઉચ્ચારી, "ભારતના રાષ્ટ્રીય આકાશમાં રક્તની વર્ષા થતી મને દેખાય છે. પ્રથમ નજરે તો આકાશ નિર્મળ માલૂમ પડે છે પણ લોહીના નાના નાના પ્રવાહો સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે."

એમની ચેતવણી અનુસાર, બંગભંગને કારણે બંગાળની પ્રજા હાલી ઊઠી અને બારીસાલમાં લાઠીચાર્જ થયો. આ લાઠીચાર્જ વિરુદ્ધ સૌ પ્રથમ સભા લાલાજીએ લાહોરમાં ભરી અને સ્થાનિક સરકાર ચોંકી ઊઠી. આગમાં તેલ ઉમેરાતું હોય તેમ પંજાબમાં જમીનના તેમજ કોલોની અંગેના નવા કાયદા થયા, જેણે સખત વિરોધ જન્માવ્યો. 'પંજાબી' પત્રે આ વિરોધનો ઝંડો લહેરાવ્યો. કોંગ્રેસે જમીનના કાયદાનો વિરોધ કરતો ઠરાવ પસાર કર્યો. આ વિરોધવંટોળમાં હિંદુ, શીખ, મુસલમાન, શહેરી, ગ્રામીણ જન, ખેડૂત, બિનખેડૂત સૌ એક થઈ ગયા અને પંજાબમાં એક ભારે વાવંટોળ જામ્યો.

દરમિયાન બંગાળમાં શ્રી અરવિંદ ઘોષના 'વંદે માતરમ' પત્રે જનમત ચેતનવંતો બનાવ્યો. બિપિનચંદ્ર પાલની પ્રવૃત્તિઓ ઉગ્ર થતી જતી હતી. મહારાષ્ટ્રમાં લોકમાન્ય ટિળક 'કેસરી' દ્વારા બંગભંગ ને અન્ય સરકારી રમતો સામે [યુદ્ધે ચડેલા જ હતા.

આ અરસામાં બનારસમાં કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરાયું. જુવાન દળ લાલ, પાલ, બાલની ઉગ્રતાને ટેકો આપતું હતું. પ્રમુખસ્થાને હતા ગોખલેજી. પ્રમુખના સ્વાગત-સરઘસમાં ગોખલેની પડખે બિરાજેલ હતા લાલાજી. સ્વાગતશોભરો અનુપમ હતો. ગોખલેજી ખુશ ખુશ થઈ ફેદગ્યા પણ વિષયવિચારિણી સમિતિમાં પ્રથમ દિવસે જ તકલીફ ખડી થઈ. પ્રિન્સ ઑફ વેલ્સના આગમનને આવકારની નોંધ પ્રથમ પ્રસ્તાવમાં આવી તે સામે જહાલ પક્ષે ટીકા-ઝડી વરસાવી એનો સખત વિરોધ કર્યો. ગોખલેજીએ કુનેહપૂર્વક લાલાજી સાથેની પોતાની અંગત મૈત્રીનો લાભ ઉઠાવ્યો. લાલાજી ગેરહાજર રહેવા સંમત થયા અને એમણે ટિળકનેય ગેરહાજર રખાવ્યા. લાલાજીના નેતૃત્વનો સ્વીકાર થયો.

કોંગ્રેસના ખુલ્લા અધિવેશનમાં લાલાજીનું વ્યાખ્યાન યોજાયું. એમને પાંચ મિનિટનો સમય અપાયો પણ એમના વકતૃત્વની જાદુઈ અસર તળે આવેલ પ્રેક્ષકોની માગણીથી પ્રમુખને વીસ મિનિટ આપવી પડી. રમેશચંદ્ર દત્ત જેવાએ બનારસ કોંગ્રેસનું સર્વોત્તમ વ્યાખ્યાન એને લેખ્યું ને લાલાજી દેશના અગ્રેસરોમાં સ્થાન પામ્યા.

☆

## પ્રકરણ ૮

# સ્વરાજ, સ્વદેશી અને બહિષ્કાર

**બંગભંગના** પરિણામે જન્મેલ જનવિરોધ બ્રિટિશ સરકાર સામે ત્રિવિધ કાર્યક્રમ દ્વારા આવિર્ભાવ પામ્યો, અને એણે સ્વરાજ, સ્વદેશી ને બહિષ્કારના આંદોલનનું સ્વરૂપ પકડયું. સને ૧૯૦૫ની કલકત્તા કોંગ્રેસના વાર્ષિક અધિવેશન પ્રસંગે હિન્દના દાદા દાદાભાઈ નવરોજીએ પોતાના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં 'સ્વરાજ' શબ્દની ભેટ રાષ્ટ્રને આપી. ત્રિઅક્ષરી એ શબ્દે રાષ્ટ્રસમસ્તની આકાંક્ષાઓને આબાદ મર્તિમંત કરી. સ્વરાજની પ્રાપ્તિ અર્થેના માર્ગોમાં અસરકારક એવો માર્ગ તે સ્વદેશીનો ઉપયોગ ને પરદેશીનો બહિષ્કાર.

લાલ, પાલ ને બાલની ત્રિપુટીએ સ્વરાજ, સ્વદેશી ને બહિષ્કારનો પુકાર દેશમાં ગાજતો કર્યો, અને આ કાર્યક્રમને ધાર્યા કરતાં વિશેષ સફળતા મળી. લાલાજીને કારણે પંજાબ 'ગરમ દળ'-નું ગઢ લેખાવા લાગ્યું. નિઃસંદેહ પંજાબમાં ઉત્સાહની એક વિરાટ ભરતી આવી હતી. તે વરસના કોંગ્રેસ-અધિવેશનમાં પંજાબના ૬૦થી ૭૦ જેટલા પ્રતિનિધિઓ કલકત્તા પહોંચ્યા હતા.

કલકત્તાના સ્વદેશી પ્રદર્શનનું ઉદ્‌ઘાટન લોર્ડ મિન્ટોના હાથે વૃદ્ધ નેતાગીરીએ યોજેલું. યુવકો ને ગરમ દળવાળા ગુસ્સે ભરાયા. તેમાં વળી મિન્ટોએ એ ભાષણમાં બહિષ્કારની નિંદા કરેલી એટલે એના ઉત્તર રૂપે એક જાહેર સભા બિપિનચંદ્ર પાલે યોજી, જેનું પ્રમુખપદ આગળથી સંમતિ લીધા વગર હજપતરાયને સોંપ્યું.

હજારોની એ વિરાટ સભાને લજપતરાયે સંબોધી. એક વાત એમાંથી ફલિત થઈ કે ગરમ દળે નરમ દળનો વિશ્વાસ ગુમાવ્યો. આમ છતાં કલકત્તાની કૉંગ્રેસમાં દાદાભાઈને કારણે લાલાજી કડીરૂપ બન્યા. ખુલ્લા અધિવેશનમાં સ્વદેશીના ઠરાવ પર ગરમાગરમ ચર્ચા થઈ અને વ્યક્તિગત પ્રહારો શરૂ થયા. લાલાજીએ પ્રસ્તાવમાં સુધારો મૂકી બહુમત મેળવી લીધો ને કટોકટીને નિવારી.

સને ૧૯૦૬નો અન્ત ને ૧૯૦૭નો પ્રારંભ પંજાબ માટે એક તુફાનયુગ નીકળ્યો. બંગાળના પડઘા તો પડતા જ હતા તેમાં જમીનસમસ્યાએ બળતામાં ઘી હોમ્યું. આ કાયદાનો વિરોધ ને ટીકા કરનાર લાલાજીના મુખપત્ર ' પંજાબી ' પર સરકારે કેસ કર્યો. આ મુકદ્દમા પ્રસંગે આખા પંજાબમાં ઉશ્કેરાટ ને ખળભળાટ મચી ગયો. જે દિવસે એના તંત્રીઓને સજા જાહેર થઈ ત્યારે તો અવધિ આવી. લોકોનાં ટોળેટોળાં કેદીઓને આવકાર આપવા લાગ્યાં ને બીજા ટોળાએ ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને ત્યાં પહોંચી જઈ તોડફોડ કરી. રસ્તે મળતા અંગ્રેજોને લોકોએ હેરાન કરવા માંડ્યા. લાલાજીએ પ્રજાને ઠપકો આપ્યો અને આ વર્તણૂકને કાયરતા તરીકે વર્ણવી. ઉશ્કેરાયેલા ટોળાએ લાલાજીની સલાહ અવગણી.

પોતાના દેશમા જે સ્થિતિ માણે છે તેની જ પોતાના દેશવાસીઓ આ દેશમા માણે તેવી એમની ખેવના છે ”

‘ પંજાબી ’ના મુકદ્દમા દરમિયાન એમની એની એક પુત્રી પાર્વતીના પતિ ડૉક્ટર જયચદના સ્વર્ગવાસના આઘાતજનક સમાચાર એમને મળ્યા એની એમને ચોટ લાગી છતા ‘ પંજાબી ’-નો મુકદ્દમો છોડી એ ખસ્યા નહી પુત્રને દહેરાદુન મોકલી પોતે કેસ ચલાવ્યે રાખ્યો આ પુત્રી અસહકારના આદોલનોમા જેલ ગયેલી, ’૩૭ની પ્રાતિક ચૂટણીઓમા પંજાબ ધારાસભામા ચૂટાયેલી અને પિતાના મૃત્યુ બાદ માત્ર દસ વરસે એટલે ૧૯૩૮મા મૃત્યુ પામેલી

સને ૧૯૦૭મા પંજાબમા જમીનના કર ને કાયદાઓ સામે ખેડૂતોનુ આદોલન કૃષકવિદ્રોહની સ્થિતિએ પહોચ્યુ જમીનદારોય એમા જોડાયા લાલાજી એનાથી અલિપ્ત રહી શકયા નહી લાયલપુર આ વિદ્રોહનુ કેન્દ્ર બન્યુ આ દિવસોમા સ્વરાજ, સ્વદેશી ને બહિષ્કારના મંત્રના પ્રચાર અર્થે લાલાજીએ અમૃતસર, અબાલા, ફિરોજપુર વગેરે સ્થાનોએ પ્રવાસ ખેડ્યો ને ભાષણો કર્યા. દરમિયાન નવા આદોલનમાથી ‘ ભારતમાતા ’ નામની ઉગ્રવાદી સંસ્થા જન્મી એના કેન્દ્રમા હતા પ્રખ્યાત ક્રાન્તિકારી ભગતસિંહના પિતા કિશનસિંહ ને ચાચા અજિતસિંહ અજિતસિંહની વાણી આગ વરસાવતી, અને જનસમૂહ કલાકો સુધી એમને બોલતા સાભળી રહેતો

માર્ચ, ૧૯૦૭ના અતમા લાયલપુરના જમીનદાર એસોસિએશને લજપતરાયને નિમંત્રણ મોકલ્યુ ને વારવાર સ્મરણ કરાવ્યુ તેણે રૂબરૂ આવી વિનતી કરી એટલે એપ્રિલની એકવીસમી તારીખે એ લાયલપુર પહોચ્યા સ્ટેશન પર એમનુ અપૂર્વ સ્વાગત થયુ.

લોકોએ એમની ગાડીના ઘોડા છોડી નાખી સ્વયં ગાડી ખેંચી. લજપતરાય આ ધાંધલ સહન કરી શક્યા નહીં, કારણ આ આંદોલન કે 'ભારતમાતા' સંસ્થાની કાર્યવાહી સાથે એ સર્વ-સંમત નહોતા. ગાડીમાંથી અધવચ્ચે એ ઉતરી ગયા પણ સભામાં પહોંચ્યા ત્યારે અજિતસિંહની આગવાણી વહેતી હતી. લાલાજીએ પોતાના ભાષણમાં જણાવ્યું કે ભારતભૂમિના સ્વામી આપણા પૂર્વજો હતા અને આપણે સૌ માલિકી ભોગવતા, એમાંથી આપણને વંચિત કરવાનો અંગ્રેજોને કોઈ અધિકાર નથી.

આમ છતાં લાયલપુરમાં જે તુફાની વાતાવરણ જન્મ્યું એમાં સરકારે લજપતરાયને જવાબદાર લેખ્યા. વળતે દિવસે જનખળભળાટ વધતા સરકારે લશ્કર બોલાવ્યું. સેનાએ ઉપદ્રવને શાંત કર્યો અને શહેરના કેટલાક મુખ્ય નાગરિક સહિત સંખ્યાબંધ લોકોને ગિરફતાર કર્યા. તા. ૨૩ એપ્રિલના રોજ લાલા હંસરાજ, લાલા અમોલકરાય, લાલા ગુરુદાસરામ, પંડિત જાનકીનાથ તથા મલિક અજાનસિંહ જેવા આગેવાનોને સરકારે પકડ્યા. લાલાજીએ એમને જામીન પર છોડવા અરજી કરી પણ એ અસ્વીકૃત થઈ. પંજાબમાં સેના વિદ્રોહ કરશે એવી વાતોય વહેતી થઈ. વાતાવરણ તંગ થયું ને આ પશ્ચાદ્ ભૂમિકામાં પ્રથમ પ્રકરણમાં વર્ણવ્યા મુજબ ભારત સરકારે લાલાજીને સને ૧૮૧૮ના રેગ્યુલેશનની ત્રીજી કલમ હેઠળ નિર્વાસિત કર્યા.

☆

## પ્રકરણ ૯

## દ્વિતીય ગૃહ

છ માસના માંડલેના જેલનિવાસ પછી ૧૧ નવેમ્બર, ૧૯૦૭ના રોજ સવારે માડલેના ડિવિઝનલ કમિશનર, ડેપ્યુટી ડી. એસ. પી. તથા સુપરિન્ટેન્ડન્ટે લાલાજીનો જેલમુક્તિનો હુકમ આપ્યો ત્યારે લાલાજીના હૃદયમાં જે સંવેદન જન્મ્યું તેને એમણે લોર્ડ બાયરનની "शीला के बन्दी" કાવ્યના રૂપાંતરરૂપે નીચે મુજબ રજ કર્યું:

अन्त में वह क्षण हो गये
और मेरे समस्त बन्धन खुल गये।
यह दृढ दीवालें तो मेरे लिये
अेक आश्रम ही बन गयी थी।
मुझे अैसा लगा, मानो वह मुझे
मेरे द्वितीय गृहसे बलात् पृथक् कर रहे है।
मेरी तो मकडियोंसे भी मैत्री हो गयी थी
मे सदा अुनका शिकार खेलते देखता था,
जब अुनको दुःख हो रहा है, तो मुझे क्यों कर न हो?
हम सब अेक ही आश्रम के निवासी थे
और मैं अुन सब का सम्राट था।
मुझ में अुनकी हत्या करने की शक्ति थी, परंतु यह
कहना विचित्र प्रतीत होगा कि हमने शांतिपूर्वक रहना
सीख लिया था।
चिरकाल तक साथ रहनेका यह परिणाम होना है

कि मेरी तो अपनी हथकडियों तथा बेडियो में भी घनिष्ठ मित्रता हो गयी थी, और मैने स्वाधीनता का स्वागत भी दीर्घ निःश्वास तथा दुःख के साथ किया।

પ્રેમસભર હૃદયનું આ ગાણું જીવનસમભાવ ને ધૈર્યનું ઉદાહરણ છે. જેલનિવાસની અવસ્થામાં જીવનના એકાકીપણાને ઓગાળી કોટડીની દીવાલો ને દીવાલોમાં વાસ કરતાં જીવજંતુ સાથે પ્રેમનાતો બાંધનાર આ હૃદય કેટલું કરુણામય હશે અને છતાં દૃઢનિશ્ચયી હશે જે એકાંતવાસનાં દુઃખને ભૂલી એને ય **દ્વિતીય ગૃહનું** ભાવબિરુદ આપી શકે !

એમની ધરપકડની કેટલીક ક્ષણોનું બયાન આપણે પહેલા પ્રકરણમાં જોયું છે. તે દિવસે સૂર્યદેવ નમ્યા ત્યાર પછી થોડી વારે એમના કારાગૃહના તાળામાં ચાવી ફરતી સંભળાઈ. ખૂલતાં જ પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ડુન્ડેલનો અવાજ આવ્યો, "લજપતરાય, તૈયાર થાઓ. જવાનું છે."

લાલાજી બહાર આવ્યા તો મોટર તૈયાર હતી. એ ગોઠવાયા એટલે એ મોટરે સ્ટેશનની વાટ પકડી. સાઈડિંગના એક પ્લૅટફૉર્મ પર સ્પેશ્યલ ટ્રેન ઊભી હતી. એનાં દ્વાર મોટર-આગમને ખૂલ્યાં ને લાલાજીને અંદર બેસાડી પોલીસ-અધિકારીએ રામરામ કર્યા.

લજપતરાયે 'શિવરાત્રી' (ગુડ નાઈટ) ઇચ્છી અને જરા વારમાં તો એ ગાડીનાં ચક્રો પાટા પેર ફરવા લાગ્યાં. પોતાનાં સંસ્મરણોમાં લજપતરાય નોંધે છે કે "કોઈ ટૂંકી મુસાફરીએ ઊપડ્યો હોઉં એમ મારું અંતર સાક્ષી પૂરતું હતું. લાહોરને જીવનની છેલ્લી સલામ કરું છું એમ અંતરમાં જન્મ્યું જ નહોતું."

ગાડી ઊપડતાં જ વડા પોલીસ અધિકારી એમના ડબ્બામાં

આવી પહોંચ્યા ને એમની જડતી લીધી. એમનું સોનાનું ઘડિયાળ, એની સુવર્ણસાંકળી તથા ગજવામાંથી હાથ આવ્યા તે રૂપિયા એ બધું એણે જપ્ત કર્યું. જતાં જતાં એ સૂચના આપતા ગયા કે લાલાજી ભાવતો ખોરાક લઈ શકે છે અને સાથેના બે પોલીસ એમની સારવાર-સરભરામાં રહેશે.

ગાડી જ્યાં સુધી પંજાબમાં મુસાફરી કરતી રહી ત્યાં સુધી એનાં દ્વાર ખોલવાની બંધી રહી પણ તે પછી સ્ટેશનો વચ્ચે ખોલવાની પરવાનગી મળી. મેનો સખત ઉનાળો હતો ને બારીઓ બંધ એટલે પ્રવાસીની સ્થિતિની કલ્પના કરી શકાય તેમ છે.

સવાર થતાં તો ગાડી કલકત્તાના ડાયમંડ બંદર પર આવી પહોંચી ને લાલાજીને ગાડીમાંથી ઉતારી એક સ્ટીમલોંચમાં બેસાડ્યા. ત્યાંથી એમને બ્રહ્મદેશની સ્ટીમર પર લઈ જવામાં આવ્યા.

યાત્રામાં કોઈ ખાસ ઘટના બની નહીં. પણ લાલાજી નોંધે છે કે "લાહોરથી માંડલે સુધીની મારી આખી મજલમાં હિન્દુ ને મુસ્લિમ બન્ને કોમના મારા ચોકીદારોએ મને પ્રેમથી નવરાવ્યો છે. એક ખૂબસૂરત ચહેરાવાળા નવજવાન મુસ્લિમ કૉન્સ્ટેબલની શેંડી માયા હું કદી નહીં ભૂલું. મારી વિપત્તિ પર એ રડતો હતો. પોતાની ને માતૃભૂમિની લાચારીને એ કરુણ વાણીમાં ગાતો હતો.

અન્ય એક સિપાઈ બ્રહ્મદેશનાં થોડાં જમરૂખ ખરીદી મને આપી ગયો. મેં એને રીઝવવા થોડાં લીધાં પણ એનો આગ્રહ હતો કે હું બધાં જ લઉં. એને એમ લાગતું હતું કે મારું આ અંતિમ દર્શન છે. મેં એને હિંમત ને સાંત્વન આપતાં જણાવ્યું કે મારો આત્મા કહે છે કે હું તુરતમાં જ પાછો વળીશ [illegible] પ્રભુ પર આસ્થા રાખી ધીરજ ધરવી યોગ્ય કહેવાય. શબ્દો સાંભળી હર્ષગદ્‌ગદિત થયેલા એ ભોળા માનવી

પગ પકડી લીધા. એના એ સ્પર્શે – એક અજાણ્યુ નિર્મળ હૃદયના પ્રેમ-સ્પર્શે – મારું હૃદય નિર્મળ પ્રેમનો એક હિલોળો અનુભવી ગયું."

બ્રહ્મદેશની સ્ટીમર ઊપડી. આર્યાવર્તનો કિનારો અદશ્ય થયો અને નૌકાએ સમુદ્રના અગાધ જળમાં માર્ગ કાપવા માંડ્યો. તે જ વખતે સ્ટીમર પરની જગા માટે લાલાજીની અવગણના શરૂ થઈ. અતિ મક્કમપણે એમણે જણાવ્યું કે ૧૮૧૮ના ધારા હેઠળ પકડાયેલાને જે સગવડો મળે છે તે એમને મળવી જ જોઈ શે. પોલીસ-ઑફિસરને પોતાની ઓરડી ખાલી કરી આપવી પડી. આવી નાનીમોટી મગજમારી ચાલ્યા જ કરતી. આવી બાબતોથી સામાન્ય રીતે લાલાજી ઉશ્કેરાઈ જતા પણ આ દિવસોમાં એમણે અપાર સમતા દાખવી.

ઇરાવદી નદીના બારામાં પ્રવેશતાં લાલાજીની નજર બ્રહ્મી સ્ત્રીપુરુષો પર પડી. એમને નીરખી એમના અંતરમાં માધુર્ય ઊભરાયું. એ હૃદયપ્રવાહને નોંધતાં એ લખે છે, "હું નથી સમજતો કે તે ક્ષણે જ મને શા કારણે બ્રહ્મદેશની ભૂમિ ને પ્રજા પ્રત્યે મમતા ઊપજી. કદાચ મારે એ લોકોની દિલસોજી પર જીવવું હતું તેથી; કદાચ એમને જોતાં એશિયા ખંડની પ્રજાની પરાધીનતાનું કરુણ સ્મરણ થયું તેથી. ફાવે તે હોય મને એમના પ્રતિ બંધુભાવ પ્રગટ્યો ને મને ક્ષણભર પણ ભાસ્યું નહીં કે હું પરાયા રાષ્ટ્રમાં આવી પડ્યો છું.

સ્ટીમર પરથી ઉતારી એમને રંગૂન સ્ટેશને માંડલેની ગાડીમાં બેસાડવા લઈ જવામાં આવ્યા ત્યારે એક આશ્ચર્યાનંદ અનુભવવા મળ્યો. એ ડબા તરફ પ્રયાણ કરતા હતા ત્યાં તો કોઈ આવીને એમના પગે પડ્યું. નજર કરી તો સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી-

ના દેવધર એ મિત્રસ્પર્શે એમનુ હૃદય હાથ ઊઠ્યુ એમને થયુ કે એમની આખમાથી અશ્રુધારા વહેવા લાગશે મહાપરાણે એમણે મનને કઠણ કર્યું આ મનોમથન લાબુ ચાલ્યુ નહીં, કારણ કે પોલીસે સત્વર દેવધરને લાલાજીના પાદસ્પર્શથી વિમુખ કર્યા ને એક ગોરા સાર્જન્ટે એમનુ કાડુ પકડી એમને દૂર હડસેલી દીધા લાલાજી આ નમનનો મૂગો જવાબ મુખભાવથી જ વાળી શક્યા, કારણ એમના હાથ તો ઇન્સ્પેક્ટરના હાથમા જકડાયેલા હતા

આખરે એમની લાબી મજલનો અત આવ્યો અને જ્યા મોગલવશના અતિમ બાદશાહને દેશનિકાલ કરી ગખેલા એ કિલ્લામા લાલાજીને સ્થાન મળ્યુ એક અલગ બગલામા માડને જેલના ગોરા સુપરિન્ટેન્ડન્ટે એમનુ સ્વાગત કર્યું દીવાલનો રગ ગુલાબી હતો અને એને ઘેરતી ખાઈમા એનુ પ્રતિબિબ પડતુ હતુ સુપરિન્ટેન્ડન્ટ એમને બગલાના ઉપલા માળે લઈ ગયા જ્યા એમનો નિવાસ નક્કી થયો હતો એમને ગોદડુ ચાદર અપાયા ને રસોઈ અગે પૂછપરછ થઈ લાલાજીએ જણાવ્યુ કે સીધીસાદી પજાબી રસોઈ પોતાને ચાલશે, પણ એ બનાવનાર કોઈ ત્યા નહોતુ એક તામિલ રસોઇયો અર્ધ અગ્રેજ, અર્ધ મદ્રાસી રસોઈ પકવતો જે લાલાજીને ગોઠતી નહીં પજાબી રસોઇયા માટે તેમની માગ સતોષવા એક શીખ જાટને એક દિવસ હાજર કરવામા આવ્યો એણે કદી રસોઈ બનાવેલી નહીં એટલે એ શુ કરી શકે ? જેલના સમય દરમિયાન ખોરાક એ મોટો સવાલ રહ્યો જેલરનો ખાનસામા એ તયાર કરતો હરામખોરીથી એ ટેવાયેલો એટલે લાલાજીના ભોજનવ્યવસ્થામાથી એક ગોરા સાર્જન્ટને જમાડી એ પમા કમાતો જેલ સુપરિન્ટેન્ડન્ટ એવો તુમાખી ને લાપરવાહી અગ્રેજ હતો કે વારેવારે લાલાજીને મનદુ ખ ઊભુ કરતો

કારાવાસના પ્રથમ સપ્તાહે જ હજામત અને સ્નાન ઇ થયે

લાલાજીએ હજામને બોલાવ્યો એ સમજથી કે એનો ખર્ચ સને ૧૮૧૮ના ધારા મુજબ સરકાર ભોગવે. આ પૈસા ચૂકવવાના સવાલે ગોરા જેલરનો દિમાગ બગાડી નાખ્યો અને એ બૂમો પાડતો લજપતરાયને કહેવા લાગ્યો, " આ હજામના પૈસા કેમ આપતા નથી ? "

લાલાજીએ જણાવ્યું, " સને ૧૮૧૮ના ધારા હેઠળ અટકાયતમાં લેવાયેલ આદમીનું આવું ખર્ચ સરકારે ભરપાઈ કરવાનું હોય છે. "

" અરે ! પણ તમે ક્યાં મુસલમાન છો કે તમારે મુંડન કરાવવું પડે ! તમારે હિન્દુને દાઢી બોડાવવાની આવશ્યકતા શી ? " અને પછી તો પ્રત્યુત્તરની અપેક્ષા રાખ્યા સિવાય એણે પ્રશ્નઝડી વરસાવી, " તમે ઘેર હજામત કરાવો છો ? હજામત કરાવવા હજામને બોલાવો છો ? આવો વૈભવ અહીં કરવાને શું કારણ ? "

આમ બોલતો બોલતો એ વિદાય થયો. એના સવાલોએ લાલાજીના મનમાં એટલો રોષ ન જગવ્યો જેટલો એની અશ્રદ્ધાએ જન્માવ્યો. લાલાજીએ જણાવ્યું કે પોતે ઘેર પણ આંતરે દિવસે હજામને બોલાવી એને પૈસા ચૂકવી હજામત કરાવતા પણ પેલાએ એ માન્યું નહીં. આખરે લાલાજીએ પદરના પૈસા ચૂકવ્યા. બે માસ પછીથી એમના આ ખર્ચનો સામાન્ય ખર્ચમાં સમાવેશ થયો.

એવામાં જૂન મહિનો બેઠો. બ્રહ્મદેશનો જૂન મહિનો એટલે ઉકળાટનો પાર નહીં. તેમાં વળી લાલાજીને ટેવ એવી કે ગ્રીષ્મ ઋતુમાં કાયમ ખુલ્લામાં સૂઈ રહે એટલે આ બંધિયાર મકાનમાં એમની નીંદર વેરણ થઈ. મકાનની છતને બે હાથ-પંખા લટકાવેલ હતા. લાલાજીએ પંખો ખેંચનાર માણસની માગણી કરી. જેલરને ગુસ્સો આવી ગયો.

"અહીં માડનેમા પખો ખેચનાર કોઈએ જાણ્યો નથી તમે નવાઈના જેવી લાગો છો!"

લાનાજીએ પોતાના ખર્ચે માણસ રાખવાની પરવાનગી માગી પણ એ બહેરા કાન પર પડી પરિણામે હાથમા પખો લઈ આખી રાત હલાવતા લાનાજી બેસી રહેતા પખાના પવને જરાક શાતા વળતા એમને ઝોકુ આવતુ ત્યા તો પખો હાથમાથી પડી જતો અને વળી પાછી ઊંઘ હરામ થતી.

લાલાજીનુ શરીર મૂળે તવાયેલ ને રાગી તેમા ઉમેરાયા અનિદ્રા, આરામહીનતા ને અરુચિકર ખોરાકની અપથ્યતા તેમા ઉમેરાઈ ગરમી પરિણામે થયા ઝાડા અને અપચા રોગના ઇલાજ તરીકે સૂચવાયો ચાલવાનો વ્યાયામ ડી એસ પી એ વાધા ઉઠાવ્યો એણે જણાવ્યુ કે લાનાજી અટકાયતી એટલે એ પોતે મજૂર કરે તે રસ્તે જ એ ફરી શકશે અને બધો સમય સાર્જન્ટનો પહેરો રાખવો જોઈશે લાનાજીને તો તકલીફ હતી જ નહી, પણ મોડા ઊઠવા ટેવાયલ સાર્જન્ટોને વસમુ પડ્યુ તેમા વળી ભરેલી રિવોલ્વર, તલવાર ને ચોવીસ કારતૂસોનો હારો ઊચકીને લાલાજીની ગતિએ ચાલવાનુ પરિણામે પહેરેગીરો લાલાજી વહેલા પાછા ફરે તેવી અનેક તરકીબો કે રુકાવટો ઊભી કરતા

સવારસાજની આ ટહેલોએ એક અણધાર્યો કોયડો સર્જ્યો લાલાજીના કાળાપાણીની વાત જગમુખે ચઢી ગયેલી, તેમાયે ભારતવાસી સૌ તો એમના પ્રતિ પૂજ્યભાવે જોતા માડલેમા હિંદીઓની સખ્યા નોધપાત્ર એટલે એ ફરવા નીકળે ત્યારે રસ્તા પર ઊમેલા ભારતીય જન એમને વદના પાઠવે, રસ્તાની બાજુ ઊભા રહી નમસ્કાર કરે આ નમસ્કાર પદ્ધતિથી અપરિચિત ગોરા સાર્જન્ટોને એમા સંકેતો ને ગુહ્ય સજ્ઞાની ગધ ગઈ આથી તે આદરદર્શી સૌના

નામઠામ નોંધી એમને ધમકાવવા માંડ્યા. એક દિવસ તો આવા બે હિંદીઓને કેદીના રસ્તા પર આંટા મારવાના આરોપસર પકડી પોલીસ-કચેરીએ હાજર કર્યા. તાકીદ કરી એકને તો છોડી મૂક્યો પણ બીજો જે શીખસજ્જન હતો તેની ઊલટતપાસ શરૂ કરી.

"આ કેદીને સલામ કરવાની તારે શી જરૂર ?"

"એ મહાપુરુષ છે, જનસેવક છે; એટલે જ્યારે જ્યારે એમનાં દર્શન કરું ત્યારે ત્યારે એમને નમન કરવાની મારી ફરજ છે."

"એવું કશું ચાલશે નહીં. હવે એમને સલામ નહીં કરવાના હાથમુચરકા આપે તો જ જવા દેવાશે."

"એ મારાથી નહીં બને," સ્વમાની શીખે નિશ્ચયપૂર્વક જણાવ્યું.

શીખની વાણીની મક્કમતા પારખી જઈ પોલીસોએ એને છોડી દીધો પણ પોતાને કારણે પરદેશ વસતા પોતાના ભાઈઓને થતી આ પરેશાનીની વાતથી લાલાજીનું મન ઉચાટ અનુભવવા લાગ્યું અને એ સૌને આ હેરાનગતિમાંથી ઉગારવા લાલાજીએ ફરવા જવાનું બંધ કર્યું.

એમણે ફરવાનું બંધ કર્યું એટલે અધિકારીઓએ ખુલાસો માગ્યો. એમણે પરેશાનીની વાત કરી એટલે એમને જણાવવામાં આવ્યું કે એવી મના હવે ફરમાવાશે નહીં. પરિણામે ફરવાનું પુનઃ શરૂ થયું. સ્વાભાવિક રીતે લોકોએ વંદન શરૂ કર્યાં ને પાછું એ સાર્જન્ટોને ખૂંચવા લાગ્યું. એ ડરાવવા-ડામવા લાગ્યા પણ હવે તો ભારતી સિપાહીઓય સામેલ થયા. લજપતરાયે આવી પરિસ્થિતિ ટાળવા જાણીબૂઝી માર્ગબદલી વા મુખબદલી કરવા માંડી. આમ છતાં અમુક લોકો તો દર્શનપ્રાપ્તિ ન થાય ત્યાંસુધી ખસતા જ નહીં. એક વખત આવા દર્શનનિષ્ઠ શીખસજ્જનને

સાર્જન્ટે ડી. એમ પી. પાસે હાજર કર્યો ડી એસ પી.એ એને સવાલ કર્યો, "સરકાર નાપસંદ કરે છે છતા તમે આ નમન કરવાનુ કેમ ચાલુ રાખો છે ?"

"કોઈ પણ કાયદાની રૂએ સરકાર અમને અમારો આદરભાવ વ્યક્ત કરતા રોકી શકે નહી," શીખે રોકડું પરખાવ્યું

અન્ય કશું તો શક્ય નહોતુ એટલે પહેરેગીરો ગાલિપ્રદાન કરવા લાગ્યા. લાલાજીથી આ સહન થયું નહીં એટલે અડધે રસ્તેથી એ પાછા વળ્યા.

લાલાજીના દેશનિકાલમા બાળકો તો શું સમજે ? પણ સૌ વડીલોનો આદરભાવ પામી જઈ એ પણ એમને વંદન કરતા. એક દિવસ તો દસ વરસનો એક મુસલમાન બાળક લજપતરાયને નીરખી ઊલટભેર સલામ કરતો દોડયો. પોલીસ પકડી જશે એવી ચેતવણી પિતા આપતા જ રહ્યા ને એ તો લાલાજી પ્રતિ દોડી ગયો.

લાલાજીના આ ફરવાના રસ્તા પર મદ્રાસી કુટુંબોના કેટલાક નિવાસો હતા એ નિવાસવાસી બાળકો તો લાલાજીને દૂરથી દેખતા વાર જ દોડી જઈ એમને સલામ ભરતા બાળકોના આ પ્રેમ-દર્શનથી હાલી રહેતા લાલાજી એમને સામી સલામ ભરતા કદીક કદીક એ એમની નિકટ પહોચી એમની પીઠ થાબડતા તો કદીક એમને પીપી માટે પૈસા આપતા

નિર્દોષ એવા આ પ્રેમદર્શનમાય સરકારી સાર્જન્ટોને કાવતરા-ની ગંધ આવી હોય તેમ લજપતરાયને પૂછવા લાગ્યા, "આ બાળકોને ને તમારે શી સગાઈ છે ?"

"કશી જ નહી."

"તો એ બધાં તમારા પ્રત્યે આટલી બધી મમતા ને માન-લાગણી કેમ પ્રદર્શિત કરે છે?"

બાળકોના આ પ્રેમવ્યવહારનું શું કારણ આપી શકાય? લાલાજી એમની અણસમજ પર આછું સ્મિત વેરતા.

એક દિવસ સુપ્રભાતે અટકાયતીના મકાનની પડોશમાં એક શીખ બુલંદ અવાજે શીખપ્રાર્થના ગાઈ રહ્યો હતો. પહેરેગીરને વહેમ ગયો કે એ પંજાબી ભાષામાં કોઈ સંકેતો તો લજપતરાયને નહીં પાઠવી રહ્યો હોય. વહેમની ખાતરી માટે એણે મેડા પર પહોંચી તપાસ કરી તો લાલાજી જાગતા હતા. એનો વહેમ દૃઢ થયો અને પેલાને પ્રાર્થના ગાતો એણે અટકાવ્યો. એમ જ ચોગાનના ગોચરમાં ગોવાળબાળો ઢોર ચારતાં ચારતાં પંજાબી ગીતો ગાતાં હતાં. એ ગોવાળનાં ગીતોમાંય વિપ્લવની ભીતિ ભાળતા પહેરેગીરો ઢોરને બંગલા નજદીક ઢૂંકવા દેતા નહીં ને ગોવાળબાળોને તો દૂર જ રાખતા.

એક દિવસ દસ વાગ્યાના સુમારે લાલાજી ઓસરીમાં વાચનપ્રવૃત્ત હતા ત્યાં એક કઠિયારાએ રસ્તા પાસે આવી ભારી ઉતારી. માથા પરની પાઘડી ખસેડી ભીતર સંતાડેલાં બે સુંદર ગુલાબફૂલ એણે બહાર કાઢ્યાં. એ ફૂલને હાથમાં લઈ પાછી પાઘડી માથે રાખી એ દરવાજા નજદીક પહોંચ્યો અને સંત્રીને વિનંતી કરી કે એ ફૂલ લાલાજીને પહોંચાડ. સંત્રીએ એને ધમકાવી કાઢી મૂક્યો; એટલે એણે ફૂલ વૃક્ષથડ આગળ મૂકી દૂરથી નમસ્કાર કરી વિદાય લીધી. થોડી વાર પછી લાલાજીએ પોતાના મદ્રાસી રસોઈયાને મોકલી એ ફૂલ મંગાવી લીધાં. એમને મન એ ફૂલ નહોતાં; એ હતાં પોતાના દેશબાંધવના નિર્મળ પ્રેમનાં ઉત્કૃષ્ટ પ્રતીક.

એમના પત્રવ્યવહાર અંગેય ઘણું મનદુઃખ ઊભું થતું. એમના

ભાઈના એક પત્ર વિશે એમણે એક દિવસ પૂછપરછ કરી તો ગોરા જેલરે ભારે અપમાનજનક વર્તાવ દાખવ્યો એમને એક વાર ગૂમડું થયું. એના મલમપટા પ્રસંગેય પાર વગરનો કચવાટ થયો. નાનીમોટી બાબતોમા થતી આ કનડગત ને હેરાનગતિને કારણે લાલાજીએ કશુય માગવાનુ કે કહેવાનું છોડી દીધુ.

એકલતા ને તેમા સતામણી સૌ કોઈને એ ભારે પડે. સ્વમાનથી જીવેલા ને ભર્યાભાદર્યા ઘરમાં વસેલા લજપતરાયને ઉભય ભારે ઉપદ્રવકારક, પણ એમણે આશરો લીધો વેદ, ઉપનિષદ ને ગીતાના અધ્યયનનો, અને મનની સમતા જાળવી. એમના એકાતને ટાળ્યુ એમના ઓરડામા વસેલા બે બિલ્લીબાળે અને એક મેનાકુટુંબે. બિલ્લીબાળને એ ખવડાવતા ને લાડ કરતા; પરિણામે એ રાત્રેય એમની સોડમા સૂવાનો આગ્રહ સેવતા. એમની નિદ્રા એમના સળવળાટને કારણે ઊડી જવા લાગી એટલે એ એમને પાસેના ઓરડામા રાત્રિ પૂરતા પૂરી દેતા થોડા દિવસમા માનવીમન એ પરખી ગયા ને આપમેળે અળગા રહેવા લાગ્યા

આ બિલ્લીબાળના ખેલ ને મસ્તી, એમની તકરારો ને વ્હાલ દો જોવામા ને માણવામા એમને રસ પડ્યો આત્મકથામા એ લખે છે, "પરસ્પર ચાટતા ને પ્રેમ કરતા આ બચ્ચાને હુ ખાવાનું આપુ તે વખતે તેઓ એકબીજા સાથે ઝનૂનથી લડતા ધીમે ધીમે મેં નબળાનો પક્ષ લઈ એની રક્ષા કરવાનુ ધાર્યું. પછી તો એક જ કટોરીમાથી બન્નેને આરોગતા મે શિખવાડ્યુ રોજ બે કલાક એ બન્ને સાથે હુ ગાળતો બન્ને વારાફરતી મારી ગોદમા બેસે, મારા ખભા પર ચડે, મારા હાથ ચાટે ને પોતાની મમતા વર્ષા કરે. આ આખા મકાનમા મને ચાહનારા આ બે જીવને જોઈ હું કેટલું બધુ રાચતો!"

એમ જ એમની મેડીના છાપરામાં એક મેનાકુટુંબનો વાસ હતો. એ સંબંધી એ લખે છે, "હરરોજ એ મીઠાં ગાયન ગાઈ મારું મનોરંજન કરતાં. એમના આ મધુર સ્વરે મારા ચોકીદાર એવા સાર્જન્ટનું ધ્યાન દોર્યું ને એ એના શિકારે લાગ્યો. માતા તો હાથ ન આવી એટલે બે કુમળાં બચ્ચાંને એ ઉઠાવી ગયો." તે દિવસે સાંજના મેનામાતાએ ગૃહાગમન પ્રસંગે જે વિલાપ કર્યો તેણે લાલાજીના હૃદયને વલોવી નાખ્યું. બેચાર દિવસ સંતતિના પુનરાગમનની આશાએ એ ભોળા પંખીએ માળા આસપાસ આંટા માર્યે રાખ્યા. આખરે આશાભગ્ન થઈ એણે આ નિવાસને કાયમની તિલાંજલિ અર્પી અને લાલાજીને એક મનોરંજક સોબતીની ગેરહાજરી સાલવા લાગી.

અગિયારમી નવેમ્બરની સવાર હંમેશ મુજબ ઊગી. નિત્યક્રમ પ્રમાણે પેલાં બિલ્લીબાળ સવારની સહેલ પર નીકળી ગયાં હતાં. લાલાજી નિત્યપ્રવૃત્તિમાં મગ્ન હતા. ત્યાં ઓચિંતું એમને મુક્તિપત્ર મળ્યું અને ત્વરાભેર સામાન પેક કરી એમને સ્ટેશન ભણી ઉપાડી ગયા. એક ખાસ ટ્રેન એમને માટે રાહ જોતી હતી એટલે પેલાં બિલ્લીબાળની વિદાય લેવાનો મોકો એમને મળ્યો નહીં. જેલ જતી વખતે જેમ લાહોરના કુટુંબને રામરામ કરવાનું નહોતું બન્યું તેમ ઘેર જતી વેળાએ માંડલેના પ્રાણીકુટુંબનેય "આવજો" કહેવાની તક એમને મળી નહીં.

બંદીખાનું છોડી જતાં એમનાં નાનાં બિલ્લીબાળના વિયોગે એમના હૃદયમાં ઊંડી વેદના જન્માવી અને કારાવાસ દરમિયાન પોતે બાયરનનું 'શિલોંગનો કેદી' નામનું જે કાવ્ય વાંચતા તેનું તીવ્ર સ્મરણ કરાવ્યું. એ હૃદયગાણાને શબ્દબદ્ધ કરતાં બાયરનને ટાંકતાં લાલાજીએ નોંધ્યું છે કે :

"આખરે જ્યારે તેઓ આવ્યા ને મારી બેડીઓ ઉઘાડી

નાખી ત્યારે તો બંદીખાનાની દીવાલો મને પર્ણકુટી સમ બની ગઈ હતી, મા, સર્વસ્વ તની ગઈ હતી મને લગભગ એમ જ લાગતુ કે આ લોકો આજ મને મારુ **બીજું** ઘર દેખાડવા આ યા છે ”

પોતાના આ એકાંતવાસમા પોતાને ટકાવી રાખનાર અગાધ બળ ને સાંત્વનના પ્રેરણાબળ તરીકે એ ટાંકે છે ગીતાકાર પ્રભુ શ્રીકૃષ્ણ અને સુવિખ્યાત કવિ હાફીઝ એ લખે છે, “ એકે મને ગીતાની અમર વાણી દ્વારા વ્યવહારવિદ્યાના પાઠ ભણા યા ને બીજાએ મને પ્યારના તથા પ્યારને પગને ચાલતી આવતી વેદના-ઓના ગાન સભળા યા ”

એ ઉમેરે છે કે “ બીજા અનેક ગ્રથકારોએ જીવનના મારા આ સર્વપ્રથમ એકાંતવાસ પ્રસગે મને હૂફ અર્પી એમનુ ઋણ પણ કેમ ભુલાય ? જેને જીવનની હરકોઈ હાલત પ્રસગે આવી મહાન વિભૂતિઓનો પવિત્ર સમાગમ સુલભ છે તેણે કદીય હતાશ થવાની જરૂર નથી ” એમ ટાંકી એ મિત્રોની સનાતન મૈત્રીનુ સત્ત્વદર્શન કરાવે છે

પોતાને સતાવનાર ગોરા સાર્જન્ટ વિશેય એમનુ વિશાળ હૃદય ક્ષમાદૃષ્ટિથી જુએ છે તેનુ ઉદાહરણ એમની આ અગેની નોંધમાથી મળે છે એ લખે છે, “હુ માનુ છુ કે એ સાર્જન્ટ દુષ્ટ નહોતો અંદરે તો મારા આરોગ્ય માટે એ અત્યત કાળજી દાખવતો અને મને લાંબી લટાર મારવાનો આગ્રહ કરતો મને ખરાબ ખોરાક મળે કે મને ભાવતી ચીજો ન અપાય એવુ ઇરાદાપૂર્વક એ ગોઠવતો એમ ન કહી શકાય ખરેખર તો આ બધા માટે આપવા જેટલો સમય એની પાસે નહોતો મારા કારાવાસને મળે સિવિલ સર્જનના કામ ઉપરાંત જેલ સુપરિન્ટે-

બે સપ્તાહ પછી પુનઃ ડૉ. રધરફોર્ડે પાર્લમેન્ટમાં આ પ્રશ્નને જાગતો કર્યો. એમણે જણાવ્યું કે "લાલા લજપતરાયની ગિરફતારીએ ભારતની પ્રજામાં જે ક્રોધાગ્નિ ભભુકાવ્યો છે એ લક્ષમાં લેતાં એમને મુક્ત કરવાનો કે એમના પર કાયદેસર કામ ચલાવવાનો હિંદી વજીર ખ્યાલ કરે છે ખરા કે?"

શ્રી મોર્લે : "મારી માહિતી મુજબ સમ્રાટની ભારતીય પ્રજાના કેટલાક હિસ્સાએ આ બધી બાબતોને નાપસંદ કરી છે, તો કેટલાકે પસંદ કરી છે. આ બંદીને મુક્ત કરવાથી શાંતિસ્થાપનામા સહાયતા મળશે એ અભિપ્રાય સાથે હું સહમત થઈ શકતો નથી."

તે દિવસે તો રધરફોર્ડ, ઓગ્રેડી, લી વગેરેએ શ્રી મોર્લે પર પૂરક પ્રશ્નોની ઝડી વરસાવી. આ બધાથી મોર્લેના મન પર ભારે ચિંતા સવાર થઈ ગઈ. તા. ૧૬ મેના લૉર્ડ મિન્ટો પરના પત્રમાં મોર્લેએ જણાવ્યું છે કે "તા. ૩૦મીના રોજ પાર્લમેન્ટમાં કેટલી વિગતો રજૂ કરવી તે અંગે ખૂબ ચિંતાતુર છું, કારણ નિર્વાસન એ ઉગ્રવાદીઓ માટે કડવી દવા છે. મારા પ્રસ્તાવ પર મત લેવાય તો આયરિશ પ્રતિનિધિઓ, મજદૂર પક્ષ તથા સાધારણ બીજા સભ્યો મારી વિરુદ્ધ મત આપે ને મારી સ્થિતિ ખરાબ થાય."

તા. ૨૪ મેના કાગળમાં એવી જ પરેશાનીનો સૂર એ રજૂ કરે છે. છેવટે જ્યારે મતગણતરી વિના આ સવાલ ટળ્યો એની ખુશી એ સાતમી જૂનના કાગળમાં વ્યક્ત કરે છે. પણ આ જ ચર્ચાઓ દરમિયાન લૉર્ડ કર્ઝને અગાઉની ચર્ચાઓમાં શ્રી મોર્લેએ સામ્રાજ્યવાદીઓને અત્યાચારી, દુષ્ટ વગેરે વર્ણનો દ્વારા નવાજેલા તે ખોળી કાઢી એમને સામ્રાજ્યવાદના ચબૂતરામાં સહર્ષ નોતર્યા. મોર્લેના ત્યાર પછીના મિન્ટો સાથેના પત્રવ્યવહારમાં પોતાની

આજ સુધીની ઉદારમતવાદી તરીકેની છાપમાં આ કિસ્સાથી જે સામ્રાજ્યવાદી ડાઘ ઊઠતા હતા તેનું દિલદુઃખ વર્ણવી પરિસ્થિતિને શક્ય તેટલી સાચવવા ઇશારા કર્યે રાખ્યા છે.

ઇન્ડિયા બજેટની ચર્ચાપ્રસંગનું મોર્લેનું બચાવનામું એટલું લૂખું ને પાંગળું નીવડ્યું કે ૧૧ જૂનના રોજ શ્રી ઓગ્રેડી, સર હેન્રી કોટન, શ્રી ફ્રેડરિક મેકારનેસ, શ્રી સ્વિફ્ટ મેકનીલ, શ્રી વિલિયમ રેમાન્ડ, શ્રી લિપ્ટન, શ્રી બેકલ વગેરેએ પ્રશ્ન પર પ્રશ્ન પૂછ્યા. મોર્લે જેમ બચાવ કરતા જાય તેમ વિશેષ ભરવાતા જાય એવી સ્થિતિ થઈ. વારંવાર સ્પીકરની દરમિયાનગીરી કરાવવી પડી અને ઠીક સંખ્યામાં કાનૂની મુદ્દાઓ ઉપસ્થિત કરાયા.

આ બધાનું સીધું પરિણામ એ આવ્યું કે ઉદારમતવાદી તરીકેની મોર્લેની પ્રતિષ્ઠા કાયમ માટે ભોંય ભેગી થઈ. લજપતરાયનું નિર્વાસન એમને એટલું ભારે પડ્યું કે સને ૧૯૦૮ની ચૂંટણીમાં એ ટકી શક્યા નહીં અને વાઈકાઉન્ટ જોનના અમીરત્વને પામી ઉમરાવસભામાં અનિચ્છાએ બેસવું પડ્યું.

માંડલેવાસનાં પ્રથમ થોડાં સપ્તાહોમાં જ લાલાજીને કાને વાત આવી કે બ્રિટિશ પાર્લમેન્ટના એમના મિત્રો એમના નિર્વાસન અંગે પ્રશ્નો પૂછી રહ્યા છે. આ હકીકતે એમના મનમાં સવાલ પેદા કર્યો, "કદાચ બ્રિટિશ પાર્લમેન્ટના મારા મિત્રો મારા અંગે જે અન્યાયપૂર્ણ કાર્યવાહી લાદવામાં આવી છે તે વિશે મારો અભિપ્રાય જાણવા ઇચ્છતા હશે." પરિણામે એમણે સરકારને લખ્યું કે મારી ગિરફ્તારીનાં કારણો ને વોરન્ટની નકલ મને પૂરી પાડવી. પ્રત્યુત્તરમાં એમને જે વોરન્ટની નકલ મળી તેમાં એટલું જ જણાવ્યું હતું કે સમ્રાટના રાજ્યમાં ગરબડ થતી રોકવા માટે એમને ગિરફ્તાર કરવામાં આવ્યા છે. ૧૮૧૮ના ધારાની

નકલ એમને અન્ય રીતે પ્રાપ્ત થયેલી હતી. આટલી સામગ્રીની સહાયથી એમણે જૂન ૨૧ના રોજ એક આવેદનપત્ર ગવર્નર જનરલ અને સમ્રાટને નામે મોકલ્યું.

આ આવેદનપત્રમાં એમણે ચોટદાર રીતે રજૂ કર્યું છે કે એમની ગિરફતારીના સમયે એનાથી પૂર્વ કે એના પછી સમ્રાટના રાજ્યમાં અશાંતિ થાય તેવું કશું કારણ નહોતું. રાજકીય વિપ્લવની આશંકા નહોતી. એમણે એનો ય ઉલ્લેખ કર્યો કે પોતે સદાય શાંતિપ્રિય કાર્યકર રહ્યા છે. પોતાના સમયનો મોટો ભાગ એમણે દીનદુઃખી તથા દુકાળપીડિતની સેવામાં, શિક્ષણના પ્રચારમાં કે અનાથોના પુનઃસ્થાપન અર્થે ધનસંગ્રહ કરવામાં ને એનો યથાર્થ ઉપયોગ કરવામાં ગાળ્યો છે. ત્રણ વરસ એમણે મ્યુનિસિપલ કમિશનર તરીકે અને પચીસ વર્ષ વકીલ તરીકે કામગીરી બજાવી છે. આ સંદર્ભમાં સને ૧૮૧૮ના ધારાની બજાવણી અન્યાયપૂર્ણ રહી છે; એટલે પોતાને મુક્ત કરવા જોઈએ અને અટકાયતમાં રખાય ત્યાં સુધી હરવાફરવાની, ખાવાપીવાની, અખબાર વાંચવાની, મુલાકાતની વગેરે કેટલીક છૂટછાટ આપવી જોઈએ.

૭ ઓગસ્ટના રોજ આવેલો સરકારી પ્રત્યુત્તર જેલરે એમને આપ્યો. એમાં એમની સર્વ હકીકતનું ખંડન કરવામાં આવ્યું હતું ને માગેલી સવલતો આપવાની અશક્તિ દર્શાવી હતી. વિશેષમાં એમ જણાવાયું હતું કે એમનું આવેદનપત્ર ઠરેલી વિધિ અનુસાર નહોતું એટલે એનો સર્વાંશે વિચાર કરવો શકય નહોતો. દેશનિકાલી ભોગવતા એકાકી આ અટકાયતીને નથી સગવડ અપાતી છાપાંની કે યોગ્ય તે કિતાબોની અથવા નથી અપાતી વકીલને મળવાની છૂટ. આવા સંયોગોમાં અપાતા આવેદનપત્રની વિધિયુક્તતાની માંગ એ કેટલી હાસ્યાસ્પદ લેખાય! જેલર વારંવાર નવા આવેદનપત્રની ઉઘરાણી કરતો રહ્યો પણ લાલાજી એને હસી કાઢવા લાગ્યા.

પણ સપ્ટેમ્બર માસમાં જેલર એમને અકસ્માત્ એક અંગ્રેજી પત્ર આપી ગયો. એમાં એવો ઉલ્લેખ હતો કે લાલાજીએ દેશી સેનાઓની વફાદારીની ભાવનાને ખંડિત કરવાનો અને એમનામાં વિદ્રોહ જગાવવાનો યત્ન કર્યો છે, સાવ બેહૂદા પાયાહીન આ આક્ષેપનો રદિયો આપવો એમને વાજબી લાગ્યો એટલે બાવીસમી સપ્ટેમ્બરે એમણે બીજું આવેદનપત્ર મોકલ્યું. એમાં એમણે જણાવ્યું, "મારા વિરુદ્ધ સરકારના શા આરોપો છે તે વિશે મને તદ્દન અંધકારમાં રાખવામાં આવ્યો છે. મને અખબાર અપાતાં નહીં હોવાથી સરકારના આરોપોથી અજ્ઞાત રહી હું એનું ખંડન કરી શકતો નથી. રાવલપિંડી કે લાહોરનાં હુલ્લડોમાં મેં રતીભાર ભાગ લીધો નથી અથવા પ્રત્યક્ષ કે પરોક્ષ રૂપે આવા કાર્ય માટે મેં કોઈને ઉત્તેજિત કર્યા નથી. કોઈ વિદ્રોહાત્મક ભાષણ મેં કર્યાં નથી. મારી અટકાયત પૂર્વે રૈયતને દુઃખી કરે તેવા કેટલાક સરકારી કાયદાઓ વિશે મારા વિચારો પ્રકટ કરતી વખતે સદૈવ કાનૂન અને બંધારણની મર્યાદાઓ અંગે મેં સાવચેતી રાખી છે. આ ને આવી ફરિયાદોના નિવારણાર્થ હિંસાત્મક કે ગેરકાનૂની ઉપાયો હાથ ધરવાની વાતનું મેં કદી સમર્થન કર્યું નથી. આવા પ્રકારનાં સાધનોની હિમાયત કરનારાઓ સાથે મેં કદી સંપર્ક રાખ્યો નથી. સેનાઓમાં વિદ્રોહ ફેલાવવા અંગેનો મારા પરનો સંદેહ સાવ પાયાહીન છે, કારણ કે એમની સાથે સળવાહળવાનો કે પત્રવ્યવહારનો નથી તો મને કદી મોકો મળ્યો કે નથી તો મેં કદી પ્રયત્ન કર્યો."

સને ૧૮૧૮ના ધારા અંગેય એમણે એક કાનૂની મુદ્દો આ મેમોરેન્ડમમાં ઊભો કર્યો. એમણે જણાવ્યું કે "જે ધારા હેઠળ મને અટકાયતમાં રાખવામાં આવ્યો છે, એ ધારો કાયદેસર અસ્તિત્વ ધરાવતો નથી. આ ધારો ઈસ્ટ ઇન્ડિયા કંપનીની એક ગેરબંધારણીય કાર્યવાહી છે, કારણ ચાર્ટર દ્વારા એને અર્પિત

અધિકારોથી એ વિરુદ્ધ છે; બ્રિટિશ બંધારણની ભાવના અને બાહ્ય સ્વરૂપ તથા એના આંતરિક ઉદ્દેશ્યથી એ વિરુદ્ધ છે. ઉપરાંત કંપનીનું અસ્તિત્વ મટી ગયા પછી કે પહેલાં એ ધારાને બ્રિટિશ પાર્લમેન્ટની મહોર કે મંજૂરી કદી પ્રાપ્ત થઈ નથી. એ સંજોગોમાં એ ધારો સર્વથા ગેરકાનૂની છે. ”

આ આવેદનપત્રનો એમને કદી કશોય પ્રત્યુત્તર મળ્યો નહીં. જે જવાબ મળ્યો તે નવમી નવેમ્બરે મુક્તિનો મળ્યો.

માંડલેથી લાહોરની આ વખતની મુસાફરીમાં કોઈ ઉલ્લેખનીય ઘટના બની નહીં. પાછા ફરતા વખતની મુસાફરીમાં અધિકારીઓનો વર્તાવ સંપૂર્ણ શિષ્ટતાપૂર્ણ હતો. લાલાજીને ભાવતી વાનગી એમની સેવામાં ભોજનાર્થે રજૂ થતી. યાત્રાને ગુપ્ત રાખવાનો પ્રયાસ પૂર્વવત્ જારી હતો છતાં સ્ટેશને જનસમુદાયને જાણ થઈ જતી. આમ છતાં ડબાની બારીઓ બંધ રખાતી ને શક્ય તેટલી સાવચેતી સંરક્ષણગણ લેતા.

આખરે અઢારમી નવેમ્બરના રોજ સવારના સાડા પાંચ વાગ્યે લાહોરના મિયાંમીર સ્ટેશને લાલાજીની ખાસ ગાડી અટકી. એમને એક ખાસ સલૂનમાં લઈ જવામાં આવ્યા, જ્યાં સેન્ટ્રલ જેલના સુપરિન્ટેન્ડન્ટે એમની મુક્તિઆજ્ઞા વાંચી સંભળાવી. એમને એક લેન્ડો ગાડીમાં બેસાડ્યા ને પોલીસ સુપરિન્ટેન્ડન્ટ શ્રી રુણ્ડેલની આગેવાની સાથે એમની મંડળી લાલાજીને ઘેર પહોંચી.

લાલાજીના પુનરાગમનના પ્રસંગને વર્ણવતાં ‘ પંજાબી ’ પત્ર લખે છે :

“ સાત વાગ્યાને સુમારે જંગલની આગ જેમ નગરસમસ્તમાં સમાચાર પહોંચી ગયા કે લાલાજી નિર્વાસન બાદ પોતાના મકાનમાં

આવી પહોંચ્યા છે. થોડી જ વારમાં દર્શનોત્સુક મંડળીએ જાણે લાલાજીના ઘરને ઘેરો ઘાલ્યો. આબાલવૃદ્ધ સૌ તે સમયે લાલાજીના નિવાસસ્થાન તરફ જતાં માલૂમ પડતાં હતાં. લાલાજીની ચારેકોરનું આ દૃશ્ય દેખી એક વૃદ્ધ સજ્જને ટકોર કરી, "લાલાજી, આ આપના એક લાખ અનુયાયી!"

એમનું સ્વાગતેય લોકોએ ભાતભાતની રીતે કર્યું. કેટલાક તો એમને ગળે જ વળગી પડતા અને ત્યારે ઉભયનાં નેત્ર સ્નેહાશ્રુથી સભર બનતાં. કેટલાક એમને દૂરથી જ વંદન પાઠવી પોતાનો આદર વ્યક્ત કરતા. દર્શનાભિલાષી આ માનવમહેરામણમાં લાહોરની મુખ્ય હિન્દુ વ્યક્તિઓ હતી તો મુસલમાનોનીય હાજરી તરી આવતી. જાણે લાહોર સમગ્ર પર તે દિવસે એક હર્ષ-ભરતી આવી ગઈ."

૭ માસનો કારાવાસ અને તે પછીની સપ્તાહની દરિયાઈ તથા રેલગાડીની સફર કર્યા પછીય પોતાનાં આ પ્રજાજનને હળી-મળી લાલાજી પ્રફુલ્લિત થયા ને નવાં સ્ફૂર્તિ ને ઉત્સાહ સહ પોતાના સાર્વજનિક કાર્યમાં ડૂબી ગયા.



## પ્રકરણ ૧૧

## નિર્વાસનનો નતીજો

**કોંગ્રેસના** ગરમ દળનો નરમ દળમાંનો વિશ્વાસ લજપતરાયના નિર્વાસનના પરિણામે ઓગળી ગયો ને યુવકવર્ગ પશુબળ સામે

પશુબળનો પ્રયોગ કરવાની ઇચ્છા સેવવા લાગ્યો. એ સમયની રાજકીય સ્થિતિની સમીક્ષા કરતાં એક પત્રે લખ્યું છે, "સંભવ છે કે કોઈ ને કોઈ પ્રકારની ગુપ્ત સંસ્થાનું સને ૧૯૦૬માંય બંગાળમાં અસ્તિત્વ હોય છતાં સને ૧૯૦૭ના મે એટલે કે લજપતરાયના દેશનિકાલ સુધી બળવપરાશનો કોઈ પ્રયોગ એમાં પ્રવેશ પામ્યો નહોતો. નિર્વાસનના સરકારી પગલાએ જુવાનોનું વલણ એ દિશામાં વધારી દીધું. આમ છતાં સને ૧૯૦૭ના ડિસેમ્બર સુધી પહેલી ક્રાન્તિકારી ગોળી છૂટી નહોતી કે પ્રથમ બૉમ્બનો ઉપયોગ ૧૯૦૮ના એપ્રિલ-મે સુધી થયો નહોતો. આનો સ્પષ્ટ નિર્દેશ ૧૯૦૭ની સુરતની કોંગ્રેસમાં એ બિનાથી મળ્યો કે યુવક દળે વડીલ નરમ નેતાગીરીને જરાયે મચક આપી નહીં, ને બળપ્રયોગના પોતાના કાર્યક્રમમાં એ ચીટકી રહ્યો."

શ્રી ગોખલેજીએય લાલાજીના નિર્વાસન પછી ગવર્નર જનરલની કાઉન્સિલમાં આ અંગે ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે "લજપતરાય એક ધાર્મિક, સામાજિક તથા કેળવણીવિષયક સુધારક છે. સમસ્ત દેશની મોટા ભાગની પ્રજા એમનામાં પ્રેમ ને શ્રદ્ધા રાખે છે. એમની કેળવણીવિષયક અને અન્ય પરોપકારલક્ષી પ્રવૃત્તિઓ સામાન્ય પ્રજાજનને ખૂબ ભાવતી આવી છે. પ્રજાપ્રેમને પાત્ર બનેલી આવી વ્યક્તિને વિના મુકદ્દમા, વિના આરોપ ને વિના પૂર્વસૂચના સરકારે દેશનિકાલ કરી તેણે યુવાન રાષ્ટ્રવાદીઓને પાગલ શા બનાવ્યા છે અને ગંભીર તથા વિચારશીલ રાષ્ટ્રવાદી તેથી હતાશ થયા છે."

બીજી બાજુ જેમની સાથે લાલાજીએ જાહેરજીવનના શ્રીગણેશ કરેલા તે આર્યસમાજી મિત્રો સરકારી દમનને કારણે ફફડી ઊઠયા. એમણે લેફટેનન્ટ ગવર્નર પાસે પ્રતિનિધિમંડળ રૂપે પહોંચી પોતાની રાજભક્તિની ખાતરી કરાવવાનું મુનાસિબ માન્યું.

કેટલાકે સંભવિત રાજકોપ કે શાસનખફગીથી બચવા લાલાજી સાથેના પોતાના સંબંધનો સંપૂર્ણ વિચ્છેદ જાહેર કર્યો અને એમનાં રાજનૈતિક કાર્યોની નિંદા કરવાનું વાજબી માન્યું. પરિણામે લોકમાન્યતા એવી બંધાતી હતી કે લાલાજી આર્યસમાજ સાથેના પોતાના સંબંધો ત્યાગશે.

પરંતુ એ જ સાલના વાર્ષિકોત્સવ પ્રસંગે આર્યસમાજે લાલાજીને આમંત્રણ આપ્યું ને મોટા મને ને બહોળા હૃદયે લાલાજીએ એ સ્વીકાર્યું એટલું જ નહીં, પણ સૌમાં નિર્મળતા પ્રગટાવતું ઉચ્ચ ભાવનાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું. લાલાજીનું નામ પડતાં જ લાહોરની જનતા ઊભરાઈ. પરિણામે સને ૧૯૦૭નો વાર્ષિકોત્સવ આર્યસમાજ માટે સવિશેષ ઉત્સાહ ને ભપકાથી ઉજવાયો ને નાણાંટહેલ સફળ બની. વ્યાખ્યાનમાં એમણે જણાવ્યું, "આર્યસમાજ જેવી ધાર્મિક સંસ્થાઓ માટે એ હંમેશ ઉચિત તથા ન્યાયસંગત છે કે એ રાજકીય ક્ષેત્રથી દૂર રહે; બાકી એના આધ્યાત્મિક કાર્યને હાનિ પહોંચવાનો સંભવ ખરો. જો આર્ય-સમાજના નેતાઓના મનમાં એમ વસ્યું હોય કે આર્યસમાજ સાથેના મારા સંબંધોને કારણે એમનું અનિષ્ટ થવાનો સંભવ હોય તો આર્યસમાજની કારોબારી કે અન્ય સ્થાનોએથી રાજીનામું આપી છૂટા થવા હું તત્પર છું. હા, આર્યધર્મ સાથેનો મારો સંબંધ આજીવન ટકવાનો અને મારી માતૃભૂમિ તથા મારા ધર્મને ખાતર સર્વસ્વ ત્યાગ કરવા હું સદા તૈયાર રહીશ.

એમણે એ વસ્તુ સાફ બતાવી કે પોતે કોઈ નેતાપદ કે નેતૃત્વ ખાતર આર્યસમાજમાં પ્રવેશ લીધેલો નથી; એમનું મુખ્ય આકર્ષણ તો સંસ્થાના આદર્શો હતા. પોતાના આ આદર્શયુક્ત વ્યવહારનું એમણે અન્ય ઉદાહરણ મુસલમાનોના એમના નિર્વાસનમાંના હિસ્સા અંગેની લોકચર્ચાના પ્રત્યુત્તરમાં પૂરું

પાડયું. ઘણા લોકોએ એમનું ધ્યાન એ બાબત તરફ દોર્યું કે મુસલમાનોએ એમના સર્વનાશ માટેનું કાવતરું રચ્યું છે. અખિલ ભારતીય સ્વદેશી સંમેલનના પ્રમુખપદેથી વ્યાખ્યાન કરતાં એમણે જણાવ્યું, "જ્યારથી હું લાહોર આવ્યો છું ત્યારથી વારંવાર મને એમ સૂચવવામાં આવ્યું છે કે મારા દેશવાસીઓની એક સારી એવી સંખ્યા મારી ઘૃણા કરે છે. એમ પણ કહેવામાં આવ્યું છે કે મારા નિર્વાસનમાં મુસલમાનોનો હાથ છે, જેમાં કેટલાક હિન્દુ સજ્જનોય જોડાયા છે.

હું એવું માનવા ખમૂસ તૈયાર નથી કે મૂઠીભર આવા માનવીઓને કારણે મારે કાળાપાણીનાં કષ્ટો ભોગવવાં પડયાં, અને આવા થોડા હોય તોય એને કારણે આખી કોમ કે જાતિને દોષ દેવો મને વાજબી લાગતો નથી. સરવાળે તો ઊલટાનું મને એવું અનુભવવા મળ્યું છે કે જેના જેના પર સરકારની ખફગી ઊતરી છે, તે તે લોકચાહનાના વિશેષ પાત્ર બન્યા છે. પરિણામે મને તો અચંબો થતો હોય તો એ વાતનો જ થાય છે કે ચાડી-ચૂગલી કરી રાજ્યની ખુશામત કરનારાની સંખ્યા આટલી જ કેમ છે?

માંડલેના દુર્ગમાં જ્યારે જ્યારે ફરવા માટે હું નીકળતો ત્યારે ત્યારે શું મુસલમાન કે શું હિન્દુ, સૌને મારા પ્રતિની સહાનુભૂતિને કારણે અશ્રુપાત કરતા ને રોતા મેં નીરખ્યા છે. મારા પ્રતિ આવી સમવેદના પ્રકટ કરતાં રોકવાનો સરકારે પુષ્કળ પ્રયત્ન કર્યો છતાં એ એમને રોકી શકી નથી. આ સુખદાયક સ્મરણે મારા હૃદય પર ઊંડી છાપ ઉઠાવી છે ને જ્યારથી હું માતૃભૂમિ પાછો ફર્યો. છું ત્યારથી એ પ્રભાવ, એ સુખકર છાપ ઉત્તરોત્તર વધતી રહી છે."

લાલાજીની મુક્તિને એક પૂરો માસ વીત્યો ન વીત્યો ત્યાં તો કોંગ્રેસનું વાર્ષિક નાતાલ અધિવેશન આવી પહોંચ્યું. અધિવેશનનું

સ્થળ સુરત હતું, ને ટિળક, અરવિંદ, ખાપર્ડે વગેરે ગરમ દળ-વાળાઓએ લાલાજીનું નામ પ્રમુખ તરીકે સૂચવ્યું. ગોખલે આદિએ રાસબિહારી ઘોષનો ખ્યાલ કરેલો. લાલાજી માટે આ ભારે કસોટીનો સવાલ આવ્યો. એમની એ ખૂબી હતી કે પરસ્પર વિરોધી મતવિચાર ધરાવતા બે નેતાઓ–ગોખલે ને ટિળક–ઉભયના એ પ્રેમપાત્ર હતા. આમ છતાં એમના મનમાં વધારેમાં વધારે ચિંતા એ વાતની હતી કે કોઈ કારણેય કોંગ્રેસમાં ભાગલા ન પડે. એનું જોર બે જૂથોમાં વહેંચાઈ જાય તો એ ખસૂસ નબળી પડે એ ખ્યાલથી પોતે સવિનય અધ્યક્ષપદની ના પાડી. ટિળક, ખાપર્ડે, અરવિંદ ઘોષ વગેરેને લાગ્યું અને એમણે ઉઘાડેછોગ એની જાહેરાત પણ કરી કે આ કરામત ગોખલેની છે. સાચી વાત તો એ હતી કે ફૂટની આપત્તિ ટાળવા માટે એ પોતે ખસી ગયા અને સુરતમાંય એમણે ઉભય વચ્ચે કોઈ તડજોડ માટે પ્રયત્ન કર્યો. એ નોંધ છે કે "બન્ને પક્ષોમાં વહેમ અને અવિશ્વાસ એટલાં ઊંડાં હતાં કે બન્ને દળના અનુયાયીઓએ લડવા માટે કમર કસી હતી. પરિણામે સંધિના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા." કલકત્તામાં લાલાજી બાજી સુધારી શકેલા ને જે આફત ટાળી શકેલા તે સુરતમાં સવિશેષરૂપે આવી પડી.

સુરતની ફૂટને કારણે કોંગ્રેસના માર્ગમાં ભારે અડચણ આવી તો આવી, પણ એણે લાલાજીનો માર્ગ પણ અતિ કઠણ બનાવ્યો. કોંગ્રેસ સાથે છૂટાછેડા લઈ ઉગ્રવાદીઓ સાથે ભળી જવું એમને માટે જેટલું મુસ્કેલ હતું એટલું જ મૉડરેટો સાથે રાજકીય વિચાર કે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ મનમેળથી કામ કરવું અશક્ય હતું. લાલાજી આવી દ્વિધામાં હતા ત્યાં અન્ય દિશામાંથી કાર્યકોલ આવ્યો. એ હતો દુકાળનો આર્તનાદ. સુરતમાં જ સ્વદેશી-સંમેલનના સભાપતિ તરીકેના વ્યાખ્યાનમાં એમણે જણાવ્યું, "આપણું

અભાગી રાષ્ટ્ર ભીષણ દુષ્કાળના પંજામાં સપડાયું છે. જે રાષ્ટ્રની સેવા કરવાની આપણે ઇચ્છા સેવીએ છીએ તે ઝૂંપડીઓમાં વસે છે અને ઉગ્ર સંકટથી ઘેરાયેલું છે. સરકાર પોતાનું કર્તવ્ય કરે છે કે કરવાનો દાવો કરે છે, ત્યારે આપણે એમના દેશબાંધવો, જે એમના પ્રાણનાથ પ્રાણ છીએ, તે પાછળ પડીશું? હું મારા મિત્રો ને સાથીઓને અપીલ કરું છું કે એ આ કાર્યમાં પોતાના હાથ મિલાવે અને દુષ્કાળપીડિત પ્રાંતોમાં બિનસરકારી રાહતકાર્ય આયોજિત કરે. હું સમજું છું કે આ કામ ઘણું કઠણ છે અને તેમાં મુસીબતોનો પાર નથી તેમ છતાં નિસ્વાર્થ દેશ-ભક્તિપૂર્ણ જીવનની તાલીમનો આ અવસર ગુમાવવાનું આપણને પાલવે નહીં."

દુષ્કાળનિવારણના કામમાં એ ગળાડૂબ ગરકાવ થઈ ગયા ને રચનાકાર્યોમાં લાગી ગયા.

લાલાજીનું સમીપથી અધ્યયન કરનાર શ્રી નેવિન્સન ઠીક જ લખે છે કે "લજપતરાયનું જીવન તપસ્યાયુક્ત અને ઉદારતાપૂર્ણ હતું; કારણ નિર્ધન ને અશિક્ષિતની સેવાને માટે એમણે ભારે સાંસારિક સફળતાયુક્ત જીવનને તિલાંજલિ આપી હતી. એ એવા પુરુષોમાંના એક હતા જેમના દિલમાં પોતાના દેશવાસીઓનાં દુઃખ હમેશ પ્રવેશ કરી જતાં અને એને વલોવી નાખતાં."

નિર્વાસનનો એક અન્ય ફણગો બદનક્ષીના કેસ દ્વારા ફૂટ્યો. લજપતરાય માંડલેમાં કાળાપાણીની સજા ભોગવતા હતા તે દરમિયાન 'ઈંગ્લિશમૅન' જેવાં કેટલાંક અંગ્રેજ માલિકીનાં પત્રોએ એમના પર ભાતભાતના આરોપો જાહેર કર્યા. દેશનિકાલમાં સબડતા આદમી તરફથી પ્રત્યુત્તરની કોઈ આશા નહીં એટલે એ છૂટે દોર લખતાં હતાં. લાલાજીએ માંડલેથી જ એમના પર બદનક્ષીના દાવા

માટેની હિલચાલ શરૂ કરી હતી પણ જેલના સત્તાવાળાઓએ એ પત્રવ્યવહાર સ્થગિત કર્યો હતો, એટલે છૂટયા પછી બેએક માસે લજપતરાયે 'ઇંગ્લિશમૅન' પર પોતાના વકીલો દ્વારા નોટિસ મોકલાવી કે અમારા અસીલને બેઆબરૂ કરવા બદલ બિનશરતી માફી માગો અને પચાસ હજાર રૂપિયા બદલામા આપો લજપતરાયે એ સ્પષ્ટતા કરી કે આ રકમ પરોપકારમા ખર્ચાશે પત્રે કશો ખુલાસો કર્યો નહી કે પહોંચ પણ સ્વીકારી નહી એટલે મામલો ઉગ્ર બન્યો અને ૨૪ એપ્રિલ, ૧૯૦૮ના રોજ કલકત્તાની હાઈકોર્ટમા લજપતરાય તરફથી બદનક્ષીનો દાવો દાખલ થયો દાવાના આધારસ્વરૂપ રજૂ થયો હતો તા ૧૦ સપ્ટેમ્બર, ૧૯૦૭ના રોજ પત્રમા છપાયેલો પજાબના પત્રના સવાદદાતાનો અહેવાલ આ લેખ પ્રસિદ્ધ થયો ત્યારે લાલાજીની મુક્તિની વાતો ચર્ચાતી હતી અને લૉર્ડ મોર્લેએ પાર્લમેન્ટમા અર્ધવચન આપ્યુ હતુ પત્રે આ અહેવાલમા એ રજૂઆત કરી હતી કે એમને છોડવા એ મૂર્ખતા લેખાશે એટલે એમને મુક્ત કરવાનો ખ્યાલ પડતો મુકાવો જોઈએ પત્રે જણાવ્યુ હતુ કે સૈનિકોમા મેદિલી ફેલાવવાનો પ્રયત્ન એમણે કર્યો છે ને નહેર અગેના કાયદાઓનો ઉપયોગ સરકાર વિરુદ્ધ સૈનિકોને ભડકાવવામા એ કરે છે અહેવાલ વધુમા જણાવતો હતો કે લૉર્ડ કિચનરના આગ્રહથી—અરે! એમના રાજીનામાના દબાણને જ વશ થઈ—મિન્ટો-મોર્લેએ અનિચ્છાએ નહેર કાયદા રદ કરી લજપતરાય ને અજિતસિંહને નિર્વાસિત કર્યા છે વિશેષમા તેમા જણાવ્યુ હતુ, "એમા કોઈ શક નથી કે લજપતરાયે સૈનિકોમા તગદિલી પેદા કરવાનો અપરાધ કર્યો છે એટલે અમુક વરસ સુધી તો એમને છોડવા એ ભીષણ મૂર્ખતાનુ કાર્ય મનાશે લજપતરાયના લક્ષણ એમને અધિક ભયાનક બતાવે છે એમના જેવા અર્ધધાર્મિક અર્ધરાજનૈતિક,

અર્ધપાગલ ને અર્ધહોશિયાર પ્રચારક જ અત્યન્ત ષડ્યંત્રકારી હોય છે."

જૂનના અંતમાં જસ્ટિસ ફ્લેચર સમક્ષ કેસની સુનાવણી નીકળી. લજપતરાય સ્વયં કલકત્તા પહોંચ્યા. એમણે કેસની આવશ્યક તૈયારીઓ કરી લીધી. ઉભય પક્ષે ત્રણત્રણ-ચારચાર મશહૂર વકીલોની મંડળીઓ મેદાને પડી હતી. લોકચકચાર પણ એવી જાગેલી કે કોર્ટમાં ઊભા રહેવાની જગા નહીં.

પત્રના વકીલ શ્રી માર્ટન અહેવાલમાં પેશ કરેલાં વિધાનો માટે કશો સબળ પુરાવો આપી શકયા નહીં. લોર્ડ કિચનર, મિન્ટો કે મોર્લેને નામે રજૂ થયેલી હકીકતોનો કશો પાયો એ આપી શકયા નહીં એટલે છટકબારીની રીતે આ બધું વાદીને કઈ રીતે હાનિકારક છે તે બતાવવા જણાવ્યું.

જજ : તમે તો શરૂઆતથી જ કહો છો કે આ વાતો સત્ય છે.

માર્ટન : ના, જી. હું એ જાણવા માગું છું કઈ બાબતો વાદીને વિશેષ હાનિકારક લાગે છે?

જજ : વાદીનું કહેવું છે કે આ બાબતો સત્ય જ નથી.

માર્ટન : મારી પ્રાર્થના એ છે કે આ બાબતો સત્ય હોય કે અસત્ય પણ અપમાનજનક નથી.

જજ ને વકીલ વચ્ચે આમ કેટલોય લંબાણ સંવાદ ચાલ્યો. વકીલે પણ ઘણાય પેંતરા બદલવા યત્ન કર્યો પણ જજે હકીકતોની સત્યતાને જ પુરવાર કરવા આગ્રહ સેવ્યો.

પછી જજે, પત્રો દ્વારા પ્રાપ્ત કરેલી ગવર્નર, ગવર્નર જનરલ,

ભારતમંત્રી વગેરેની ખાનગી વાતચીતનાં સાધનો વિશે સવાલ કર્યો ને એમાં પણ જજે ટીકા કરી કે આપને આ બધી માહિતી અનધિકૃત સાધનો દ્વારા જ પ્રાપ્ત થઈ હશે.

આમ શ્રી માર્ટિન ન તો કોઈ ઉલ્લેખ પામેલી ઘટનાને સિદ્ધ કરી શક્યા કે ન કોઈ અભિપ્રાયનું સમર્થન પેશ કરી શક્યા. જજે આખરે ફેંસલો આપ્યો કે લજપતરાયને કેસનું સમગ્ર ખર્ચ તથા રૂપિયા ૧૫,૦૦૦ પત્રે આપવા. આમ લાલાજીનો વિજય થયો.

એમ જ લાલાજીએ લંડનના 'ડેલી એક્સપ્રેસ' પત્ર સામે માન-હાનિનો દાવો દાખલ કર્યો. આ પત્રે લાલાજીના નિર્વાસન બાદ બે માસે એટલે જૂન ૨૯, ૧૯૦૭ના રોજ સીમલાના પોતાના સંવાદદાતાનો અહેવાલ છાપ્યો જેમાં અફઘાનિસ્તાનના અમીર સાથેના લજપતરાયના કાવતરાની કપોલકલ્પિત હકીકતો રજૂ થઈ હતી. આ કેસમાંય કશું પુરવાર તો ન થઈ શક્યું પણ જજે પોતે લોર્ડ મોર્લેના ઉદારમતવાદી અભિપ્રાયો પર ભાર મૂકી અંગ્રેજ જૂરીને એવી દોરવી કે જૂરીએ પચાસ પાઉન્ડ અપાવ્યા. ફાવે તેમ પણ પત્રો રાષ્ટ્રપ્રેમીઓ વિશે ગમે તેવું લખતા ખચકાય તેવું થયું. નિર્વાસનના આમ વિવિધ પ્રત્યાઘાતો પડ્યા.

✿

## પ્રકરણ ૧૨

## દુષ્કાળ-નિવારણ

સુરતથી પાછા ફરતાં એ મુંબઈ, કલકત્તા, દિલ્હી થઈ લાહોર પાછા ફર્યા. ઠેરઠેર એમનું ચીગોચિત સ્વાગત થયું. લાહોર પહોંચતાં જ એમણે આર્યસમાજના રવિવારના સંમેલનમાં દુષ્કાળ-સહાય માટે ધનયાચના કરી અને પછી પત્રો દ્વારા જાહેર જનતાના કાને આર્તધ્વનિ નાખ્યા કર્યો. આમ રાહત-પ્રારંભ કરી દુકાળથી સવિશેષ ગ્રસ્ત સંયુક્ત પ્રાંતોની પ્રજાનાં કષ્ટોનો આંખે દેખ્યો અહેવાલ પ્રાપ્ત કરવા તેમણે દુષ્કાળગ્રસ્ત વિસ્તારોનો પ્રવાસ આદર્યો. આગ્રા જિલ્લામાં પરિસ્થિતિ સૌથી વિકટ હોવાથી એમણે ફેબ્રુઆરી માસમાં ત્યાંથી પ્રવાસ પ્રારંભ્યો.

પ્રવાસપ્રારંભે જ તેમને શુકન એ વાતે થયા કે આગ્રાના આર્યસમાજે એમને માનપત્ર સહિત થેલી અર્પણ કરી ને સ્વદેશી બજારે એમની ટહેલમાં હજાર રૂપિયાની ફૂલપાંખડી પધરાવી. બાર દિવસ એક ગામથી બીજે ગામ ને એક ઝૂંપડીથી બીજીએ જઈ એ પાછા ફર્યા ત્યારે એમની દષ્ટિમાં અનેક વાતો આવી. એમણે જણાવ્યું કે સરકાર હસ્તક ચાલતું રાહતકાર્ય કોઈ સંયોગોમાંય પૂરતું લેખાવું ન જોઈએ, કારણ કાર્ય ભગીરથ છે અને આવું આયોજન પ્રજામાં આત્મવિશ્વાસ ન જન્માવે ને એનું ઘડતર ન કરે. વળી સરકારી વ્યવસ્થા હોઈ આવી વ્યવસ્થાને એની પોતાની ઊણપો હોય છે. ઉદાહરણ તરીકે એમણે આગ્રામાં એક સરકાર-સંચાલિત અનાથાશ્રમનો દાખલો રજૂ કર્યો. એ આશ્રમમાં ૪૭

વ્યક્તિઓને રાહત પ્રાપ્ત થતી હતી. એમનું માસિક ભોજનખર્ચ રૂ. ૧૨૦ આવતું પણ આટલી વ્યવસ્થા માટે એક નિરીક્ષક, એક ઇસ્પિતાલ–સહાયક, એક હિસાબનીશ, બે ચપરાશી, એક મંત્રી, એક રસોઇયો ને એક પનિહારીનું બનેલું વ્યવસ્થાદળ હતું! લાલાજીએ ઠેકાણે ઠેકાણે રાહતછાવણીઓ ઊભી કરી રાહતકાર્યને વ્યવસ્થિત કર્યું.

વળી પાછા બે માસમાં સંયુક્ત પ્રાંતના બીજા વિસ્તારોના પ્રવાસે એ ઊપડી ગયા. આ વખતે સીતાપુર, ગૌંડા, ગિરજાપુર, અલાહાબાદ વગેરે પ્રદેશની સંકટનિવારણ-વ્યવસ્થા એમણે નિહાળી, અને જ્યાં જ્યાં સ્થાનિક સમિતિઓ નહોતી ત્યાં ત્યાં એમને સ્થાપી વ્યવસ્થિત કરી. સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીના શ્રી દેવધર યુ. પી. નું રાહતકાર્ય સંભાળતા, ત્યાંની મુશ્કેલીઓ સાંભળી એનું નિવારણ કરતા. મોટી મુશ્કેલી સ્વયંસેવકોની હતી. લાલાજીએ પંજાબમાંથી સ્વયંસેવકોની મોટી ફોજ ઊભી કરી અને ધન માટે દેશભરમાં ટહેલ નાખી. એ ટહેલના જવાબમાં પરદેશમાંથી ય એમને સહાય પ્રાપ્ત થઈ અને રેલવેએ લજપતરાયના પ્રમાણપત્રવાળી સામગ્રી પચાસ ટકા નૂરરાહતથી સ્વીકારવાનું જાહેર કર્યું.

દુષ્કાળનિવારણના આ કાર્યના પરિણામે લાલાજીને ગામડાની આમજનતાના દારિદ્રનો પાકો પરિચય થયો અને શિક્ષણ માટે શિષ્યવૃત્તિ અર્થે એમણે નિર્ધન વિદ્યાર્થીઓની અરજીઓ માગી, ધનિકો પાસે પૈસા યાચ્યા. લોકોના આ દારિદ્રની કેવી ઊંડી અસર એમના હૃદય પર પડેલી તે એમના એ સમયના એક લેખના નીચેના અવતરણમાંથી જોવા મળે છે:

"એમાંનો અધિક હિસ્સો તો મૃતપ્રાય અવસ્થામાં હતો. મને જોઈને લોકોનો એક મોટો સમુદાય એકત્રિત થઈ ગયો અને

સહાયતાર્થે પોકાર કરવા લાગ્યો. સ્વયંસેવકોએ મૂઠીઓ ભરીને પૈસા એમના પ્રતિ ફેંક્યા; પરિણામે પડાપડી ને મારામારીનું એક હૃદયવિદારક દૃશ્ય ખડું થયું. મેં સ્વયંસેવકોને તાત્કાલિક વિનંતી કરી કે આના કરતાં એમને ભૂખે મરવા દેવા એ એમના પર દયા કરવા જેવું ઠરશે; કારણ મૃત્યુને કારણે એમનાં દુઃખોની કાયમ સમાપ્તિ થશે, જ્યારે આવી સહાયતા દ્વારા એમને જીવન પર્યંત મૃત્યુ તથા ક્ષુધા સાથે સંઘર્ષ અનુભવવો પડશે. આ સૌ સંઘર્ષનું અંતિમ પરિણામ અકાળ મૃત્યુ દેખાતું હતું."

આવાં વિપત્તિજનક દિલ હલાવી મૂકે તેવાં દૃશ્યોની વચ્ચે આશાકિરણ સમ ઉત્સાહક દૃશ્ય પણ એક દિવસ એમણે ચીતર્યું - એ હતું બાર વરસની એ નિર્દોષ બાલિકાનું. એના શરીર પર ચીંથરા જેવાં કપડાં હતાં. એના માથા પર માટીનો એક ટોપલો હતો. પારાવાર કઠિનાઈઓ વચ્ચે એ થનગનતી હતી. લાલાજીને નીરખી એ હસી ઊઠી; એ બોલી ઊઠી. લાલાજીએ પ્રેમવર્ષા રૂપે એના મસ્તક પર હાથ મૂક્યો ને એ સૌ દુઃખડાં ભૂલી ગયા. તેમ છતાં એમના હૃદયમાં આ કરુણતાએ એક પ્રકારનો ઉદ્વેગ જન્માવ્યો.

આ હૃદય-ઉદ્વેગમાં ઉમેરો કર્યો રાજકીય પરિસ્થિતિએ.. સુરતની કોંગ્રેસ બાદ સઘળાં રાષ્ટ્રીય બળો અંતર્ગત કલહમાં ડૂબી ગયાં ને સંસ્થા જાણે છિન્નભિન્ન થઈ જશે એવું લાગ્યું. સમય પારખી સરકારે લોકમાન્યને માંડલે ૭ વરસના કારાવાસે મોકલી આપ્યા. અરવિંદ ઘોષ ગિરફતાર થયા. એમના પર આરોપ મુકાયો. પાલ થોડો સમય દક્ષિણ હિન્દુસ્તાનમાં ગર્જતા રહ્યા; પણ એમણે કંઈ કારણોસર યુરોપની મુસાફરી પસંદ કરી. આ સંયોગોમાં લાલાજી પર સરકારે જાસૂસીની માત્રા બઢાવી. એમાં યુક્તિપૂર્વક સરકારે અર્થલાલચને વશ થયેલા એક સમયના લાલાજીના કોઈકોઈ સાગરીતોને સંડોવ્યા. આ બધી દ્રોહકથાઓ

શુદ્દહૃદયી લાલાજીને કાને આવી ત્યારે એમણે ભારે આંચકો અનુભવ્યો. સાથીઓની તથા બે દળોના પ્રવર્તકોની સંકુચિતતા તથા ધૂર્તતા અને જાસૂસીમગ્ન દેશદ્રોહીઓની પામરતા પર એ હાલી ઊઠયા. આ નીચતા સહન કરવી એમને અસંભવિત લાગી એટલે દિલ વધુ ખાટું થઈ કાયમ આ પ્રવૃત્તિઓ પ્રતિ સંન્યાસ સેવવાનું વિચારે તે પહેલાં એમણે પરિસ્થિતિથી અળગા થવા માટે યુરોપ જવાનું ઠરાવ્યું અને ૨૩ ઑગસ્ટના રોજ એમણે લાહોરથી વિદાય લીધી. 'પંજાબી' પત્રે છાપ્યું કે લાલાજી છાનામાના નીકળી ગયા. શ્રી જશવન્તરાયના પત્રમાં જણાવ્યા મુજબ એમના મનમાં હતું કે ભારતવર્ષમાંથી થોડોક વખત એ ગેરહાજર રહેશે તો એમની માનસિક વિકળતા ઘટશે અને પાછા ફરી વધુ આશાવાદ સહિત એ કામ કરી શકશે.

આમ ભૌતિક રીતે દેશથી અળગા થયેલા લાલાજી માનસિક રીતે એનાથી અલિપ્ત રહી શકયા નહીં. ઈંગ્લેન્ડ પહોંચતાં જ એમણે 'માન્ચેસ્ટર ગાર્ડીઅન', 'ડેલી ન્યુઝ' વગેરે છાપાંમાં ભારત વિશે યોગ્ય સમજ કેળવાય તે માટે લખાણો શરૂ કર્યાં. આ ને અન્ય છાપાંમાં ભારત વિશેના સમાચારોની અવળી રજૂઆત થઈ હોય, દેશના પ્રશ્ન કે લોક વિશે ગેરસમજૂત ફેલાતી હોય, 'લોકવિચાર'ની કટારોમાં અધૂરું કે ઊણપવાળું વિધાન થયું હોય તો એ એનો ત્વરિત ખુલાસો કરતા, પ્રત્યુત્તર વાળતા ને યોગ્ય સમજ કેળવવા પ્રયત્ન કરતા. એમ જ ઠેકાણે ઠેકાણે વ્યાખ્યાનો ને વકતૃત્વો દ્વારા એ ભારતનો કેસ લડતા. સ્ટીમર પર પણ એમનો પ્રચારક જીવ ઝાલ્યો રહેલો નહીં ને સ્ટીમરમાંના ભારતીય વિદ્યાર્થીઓ તથા યુરોપિયનો સાથે એ ભારતની સ્થિતિ ને એના સુધારા તથા રાજકીય આકાંક્ષાઓ વિશે વિશદ ચર્ચા

કરતા. જ્યાં હોય ત્યાં એ ભારતના રાજકીય દૂત તરીકે અવશ્ય કામગીરી બજાવતા અને એમાં રાચતા.



## પ્રકરણ ૧૩

## રચનાકાર્યમાં પ્રવૃત્ત

**સન** ૧૯૦૯ના માર્ચ માસમાં લજપતરાય વિદેશોના પ્રવાસેથી પાછા ફર્યા, ત્યારે ય વાતાવરણ કલુષિત હતું. લાહોરમાં પુરાણા ઝઘડા ને પક્ષાપક્ષીએ જોર પકડયું હતું. તેમાં કોંગ્રેસ અધિવેશન પંજાબમાં–લાહોરમાં–નિમંત્રવાના વિષય પર ખાસ તકરાર કેન્દ્રિત થઈ હતી, એક જૂથ અધિવેશન માટે સ્વાગતસમિતિના પ્રબંધમાં પડયું હતું તો બીજું દળ એ અધિવેશન લાહોરમાં જ યોજાય તે માટે પ્રચારપ્રવૃત્ત હતું. લાલાજી ઝઘડાથી દૂર ભાગતા. સુરતમાં ય એમના નિમિત્તે તકરાર શરૂ થઈ ત્યારે એકતા લાવવા એમણે વ્યર્થ પ્રયત્ન કરેલો. આ પ્રસંગે 'પંજાબી'માં એક જાહેર નિવેદન કરી એમણે જણાવ્યું કે "હું સૌની ભલાઈ ઇચ્છું છું. કોઈ એક દળનો નિશ્ચયપૂર્વક પક્ષ લેવા જેવું મને લાગતું નથી એટલે ડહાપણ મને એમ કહે છે કે મારે આ બધાથી અળગા રહેવું." પરિણામે એમણે વકીલાત શરૂ કરી અને બિન-રાજનૈતિક એવાં રચનાકાર્યોમાં જીવ પરોવ્યો. એમની વકીલાત ધીકતી બની ને પંજાબની ચીફ કોર્ટના આગેવાન વકીલોમાં એમની ગણના થવા લાગી. એમના રાજનૈતિક વિચારોથી ગભરાતા

રાજ્યાધિકારીઓ અને ન્યાયાધીશોય એમની તાકાતનો સ્વીકાર કરતા અને એમની તરફ આદરદૃષ્ટિથી જોતા. અનારકલીના આર્યસમાજ વાર્ષિકોત્સવ પ્રસંગે દયાનંદ કોલેજના આયુર્વેદિક અને ઔદ્યોગિક વિભાગ. માટે એમણે ધનસંગ્રહ કર્યો, એમ જ દયાનંદ હાઈસ્કૂલ માટે મહાત્મા હંસરાજની સ્મૃતિમાં એક વ્યાખ્યાન-હોલ બાંધવા એમણે દાનઝોળી ફેરવી. આ અરસામાં રાષ્ટ્રીય શિક્ષણના નિર્માણ ને પ્રચાર માટે એ મથતા રહ્યા. આ જ અરસામાં જન્મ-સ્થાન જગરાવમાં પોતાના પિતા શ્રી રાધાકૃષ્ણના સ્મારક નિમિત્તે મોટું દાન અર્પી એમણે રાધાકૃષ્ણ હાઈસ્કૂલનો પાયો નાખ્યો. રાષ્ટ્રીય શિક્ષણના પ્રયાસોની સાથોસાથ એમનું મન જનકલ્યાણ પ્રતિ દોડયું અને એ લાહોર મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં ઊભા રહ્યા. એમની ઉમેદવારીને જનતાએ ઉમળકાભેર વધાવી અને જંગી બહુમતીથી એમને ચૂંટી કાઢ્યા. આ ચૂંટણીજંગનાં મીઠાં સંસ્મરણો વાગોળતા એ કહેતા કે એ પ્રસંગે મતદારોની સભાને સંબોધી એમણે બેઠક લીધી ત્યાં એમના પ્રતિસ્પર્ધીએ એમને બે હાથ જોડી પ્રાર્થના કરી કે લાલાજી એના વિષેય બે શબ્દ સભાને કહે, કારણ એમને વાગ્દેવી રીઝેલાં છે. આ સજ્જન ઑનરરી મેજિસ્ટ્રેટ હતા! મતદાન દરમિયાન એક મૂંગો મતદાર લાલાજીની છબી લઈ મત-કેન્દ્રાધિકારી પાસે પહોંચ્યો ને છબી બતાવી પોતાના મતની પસંદગી દર્શાવી.

મ્યુનિસિપાલિટીમાં લાલાજીએ જે સંગીન જનહિતલક્ષી કાર્ય કર્યું તેણે એમના પ્રખર રાજનૈતિક વિરોધીઓ, સરકારી અધિકારી-ઓ તથા એંગ્લો ઇન્ડિયનોનીય પ્રશંસા પ્રાપ્ત કરી. ઘણાંના મનમાં તો લાલાજી વિશેનો ખ્યાલ એક ભયંકર કાવતરાંબાજ તરીકેનો જ હતો. એવો માણસ સમાજસુધારાના કાર્યોમાં દિલચસ્પી લે અને વિરોધીઓ સાથેય માનવહિતમા જોડાય એ એમની કલ્પના બહારની

વાત હતી. એમના જ આગ્રહ ને પ્રયાસને પરિણામે લાહોરની સડકો ને ગલીઓમાં વીજળીના દીવા નંખાયા; અનારકલીના બજાર વચ્ચે વસેલી વેશ્યાઓને ત્યાંથી ખસેડી હીરામંડળના એક અલગ મહોલ્લામાં વસાવવામાં આવી. પરિણામે અધિકારીઓ એમને પ્રખર ક્રાન્તિકારીને બદલે એક સમજદાર વ્યક્તિ લેખવા લાગ્યા.

લાલાજી આ સમય દરમિયાન દેશની વ્યાપારવિષયક અને ઔદ્યોગિક ઉન્નતિમાં રસ લેવા લાગ્યા. પંજાબ નેશનલ બૅંકની સ્થાપનામાં હિસ્સેદાર બની એના એક મુખ્ય ડાયરેક્ટર તરીકે એમણે ઠીક સેવા બજાવી. નાના ઉદ્યોગોના પ્રોત્સાહન અર્થેની એમની પ્રવૃત્તિને પરિણામે ચર્મઉદ્યોગને એ વિસ્તારમાં સારો ટેકો અને પ્રગતિ પ્રાપ્ત થયાં. એમ જ સહકારી ઢબે એમણે એક વીમા-કંપની સ્થાપી એના સંચાલનમાં એમણે સક્રિય સહાય કરી.

આ અરસામાં સને ૧૯૦૯માં એમણે અછૂતોદ્ધાર તથા દલિતોદ્ધારનો સવાલ હાથ પર લીધો અને એક વ્યાખ્યાનમાળા આપી. આ પ્રશ્ન એમના હૃદયને એટલો સ્પર્શી ગયો—એમાં એમને સમગ્ર હિંદુસમાજના પાપનિવારણની એવી ભાવના વસી કે એમણે પદરના રૂપિયા પચાસ હજારનું દાન જાહેર કર્યું. એમાંથી અર્ધી રકમ એમણે રાવીતટ પર જમીન ખરીદવામાં અર્પી. આ જમીન પર દલિત કુટુંબો માટે આદર્શ-નિવાસ-નિર્માણની એમની કલ્પના હતી. પણ એ કાર્ય મૂર્ત બને તે પહેલાં એમને ઇંગ્લૅન્ડ જવાનું થયું. દરમિયાન પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ને લાલાજીને દેશ બહાર રહેવું પડ્યું. પરિણામે આ યોજના પૂરી થઈ શકી નહીં. વરસો પછી એમના મૃત્યુ બાદ એ ભૂમિનો મોટો ભાગ વેચી દેવામાં આવ્યો ને તેમાંથી ઊપજેલું ધન લોક સેવક મંડળને અછૂતોદ્ધાર અર્થે સોંપાયું. આજ પણ એ ધનમાંથી દલિતોદ્ધારની

પ્રવૃત્તિઓ ચાલતી રહી છે. એ નોંધવું આવશ્યક છે કે બાકીની રકમમાંથી આ વર્ગના લોકોનાં શિક્ષણ અને આર્થિક સુધારણાનો કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો. જલંધર જિલ્લામાં અછૂતો માટે શાળાઓ અને વિકાસકેન્દ્રાની સ્થાપના થઈ. આ કાર્યના નિયોજનની સીધી દેખરેખ સ્વયં લાલાજી પોતાના યુવાન સાથીદાર બાલમુકુન્દની સહાયથી રાખતા. થોડા સમય બાદ બાલમુકુન્દ દિલ્હી બૉમ્બ કેસમાં મૃત્યુદંડ પામ્યા ને લાલાજી પરદેશ પહોંચ્યા તોય શાળાઓનું કામ એની રીતે ચાલતું રહ્યું. મહત્ત્વની વાત તો એ છે કે મહાત્મા ગાંધીજીના આગમન પૂર્વે લગભગ એક દસકા પહેલાં આ માણસે આપમેળે, આપસૂઝથી અને આપપ્રયત્ન દ્વારા સેવા માગતી આ પ્રજા તરફ પોતાનું લક્ષ દોર્યું.

આ જ ગાળામાં મોર્લે-મિન્ટો સુધારા પ્રસિદ્ધ થયા. એ સુધારાનું અવળચંડાઈભર્યું તત્ત્વ કોમી પ્રતિનિધિત્વનો પ્રારંભ હતો. કોમવાર પ્રતિનિધિત્વની આ રાજકીય હકીકતના વિવિધ પ્રત્યાઘાતો રાષ્ટ્રમાં પડ્યા. એવા એક પ્રત્યાઘાતના પરિણામે દયાનંદ કૉલેજના પંજાબના એક વિખ્યાત નેતા લાલા લાલચંદની આગેવાની હેઠળ પ્રથમ હિન્દુ-સંમેલન લાહોરમાં યોજાયું. લજપતરાય એમાં પ્રતિનિધિ તરીકે હાજર રહ્યા અને હિન્દુ રાષ્ટ્રીયતાના પ્રસ્તાવ પર ભાષણ આપતાં એમણે જણાવ્યું, "આપણા અન્ય ધર્મોના દેશવાસીઓ પ્રતિ મારા મનમાં કોઈ પ્રકારનો દુર્ભાવ નથી. હું સૌનો અભ્યુદય અને કલ્યાણ વાંછું છું." આગળ ચાલતાં મહાભારતનું ઉદાહરણ ટાંકતાં એમણે ઉમેર્યું," દુર્યોધનના કેટલાક શત્રુ યુધિષ્ઠિરની પાસે એવો પ્રસ્તાવ લઈને આવ્યા કે આપણે ભેગા મળી દુર્યોધનનું નિકંદન કરીએ ત્યારે યુધિષ્ઠિરે આપેલો જવાબ આપણી સૌ કોમ ને ધર્મના દેશવાસીઓને લાગુ પડે છે. યુધિષ્ઠિરે

જણાવ્યું કે અમે પાંચ છીએ અને એ સો છે પણ જ્યારે કોઈ ત્રીજાની – ત્રીજા શત્રુની – વાત આવે ત્યારે અમે એકસોપાંચ છીએ.”

એમના કહેવાનો ભાવાર્થ એ હતો કે હરેક ધર્મવાળા પોતપોતાના ધર્મીઓના કલ્યાણ ને ઉત્થાન માટે મથતા રહે પણ જ્યારે બિનહિન્દુસ્તાની કે બ્રિટિશ શાસનનો સવાલ આવે ત્યારે સૌ એક થાય. લાલાજીની આ ઉદાત્ત ભાવનાના ભાગીદાર લાહોરની હિંદુસભાના પ્રવર્તકોય નહોતા ને નથી રહ્યા; પણ લાલાજી પોતે એ ભાવનાથી એમાં સામેલ થયેલા. પરિણામે સભાના હરકોઈ પદથી લાલાજી દૂર રહેલા.

આવા રાજકીય ખળભળાટના સમયમાં સરકારે ભાઈ પરમાનંદ પર છાપો માર્યો ને એમના ગૃહેથી જે કાગળો, દસ્તાવેજો વગેરે હાથ આવ્યું તેમાં લાલાજીએ એમને ઇંગ્લૅન્ડ લખેલા બે પત્રો પણ ઝડપાયા. એ કારણે લાલાજીને થોડી હેરાનગતિ રહી. પત્રોમાં કશું રાજકીય કે મહત્ત્વનું તો નહોતું છતાંય તત્કાલીન વહેમયુક્ત મનોદશાને કારણે દિવસો લગી ધરપકડના ભણકારા વાગતા રહ્યા. આ જ દિવસોમાં એમનો પ્યારો પુત્ર પ્યારેકૃષ્ણ સ્વર્ગવાસી થયો. ઇંગ્લૅન્ડમાં અભ્યાસાર્થે એને મોકલ્યો ત્યારે એના પર ઘણી ભાવિ મદારો બાંધેલી પણ અસ્વસ્થ તબિયતને કારણે એ પાછો ફરેલો અને એ જ નાદુરસ્તીએ એનો ભોગ લીધો. લાલાજી પર આ કારી ઘા હતો ને એમના મનને એણે ઠીક અસ્વસ્થ કર્યું. એવામાં એમને વિદેશયાત્રાનો નવો કોલ આવ્યો ને એમનું મન એ દિશામાં વળ્યું.

❧

## પ્રકરણ ૧૪

## ત્રીજી વાર વિદેશમાં

**સને** ૧૯૧૩ની કરાચી કોંગ્રેસે પોતાનો કેસ પુનઃ ભારતમંત્રી અને બ્રિટિશ પ્રજા સમક્ષ પેશ કરવા એક ડેપ્યુટેસન મોકલવાનો ઠરાવ કર્યો; કારણ સને ૧૯૧૪માં ભારતમંત્રી હિન્દુસ્તાન માટે બંધારણીય સુધારાની વિચારણા કરવાના હતા. કોંગ્રેસે ઠરાવ પસાર કરી ડેપ્યુટેશનના ખર્ચની જોગવાઈ પ્રાંતીય શાખાઓ પર છોડી: એ હેતુઓએ કે એ શાખાઓ જ પ્રતિનિધિઓની પસંદગી કરે. પંજાબે લજપતરાયનું નામ સૂચવ્યું ને લાલાજીએ એનો સ્વીકાર કર્યો. એમના સાથીદારોમા હતા બંગાળના બસુ, મુંબઈના જીન્ના તથા સમર્થ અને બિહારના સહાય.

સાથીઓ તો યથાસમય ઊપડી શક્યા પણ લાલાજીને દિલ્હી કાવતરા કેસ – જેમા એમનો સેવક ને સાથી બાલમુકુંદ સંડોવાયો હતો – ને કારણે રોકાઈ જવું પડ્યું. કેસ પૂરો થતાં જ એ ઊપડ્યા અને સન ૧૯૧૪ની ૧૭મી મેના રોજ પોતાના સાથીઓને મળ્યા. દરમિયાન ભારતમંત્રી લોર્ડ ક્રીવ સાથે શ્રી બસુ વગેરેની એક મુલાકાત યોજાઈ ગઈ હતી. લાલાજીએ બસુની સલાહ અનુસાર એક વિસ્તૃત નોંધ તૈયાર કરી ભારતમંત્રીને વિચારણા માટે મોકલી આપી. લોર્ડ ક્રીવનું આ સુધારા-બિલ એવી વિચિત્ર જાતનું હતું કે એનાથી સંતોષ કોઈને નહોતો ને વિરોધ સૌનો હતો. આમ છતાં પ્રતિનિધિમંડળના વડા મૉડરેટ બસુજી બિલને ટેકો આપવા બંધાઈ ગયા હતા એટલે લાલાજીએ વિસ્તૃત સુધારા સૂચવી એને

શરતી ટેકો આપ્યો પણ આ બિલનોય ટોરી પક્ષે વાવંટોળ સમ વિરોધ કર્યો ને બિલ ફેંકાઈ ગયું. પ્રતિનિધિમંડળનું કાર્ય સમાપ્ત થયું પણ લાલાજીએ આ મોકાનો ઉપયોગ બ્રિટિશ આગેવાનો સાથે સંપર્ક સાધવામાં ને ભારત-પ્રજામત પ્રતિ ધ્યાન દોરવામાં કર્યો.

લાલાજીએ કેયર હાર્ડી, ફ્રેડરિક મેકરનેસ, વેબ દંપતી, વિલિયમ વેડરબર્ન, સર વિલિયમ વિશી વગેરેની સાથે અંગત મૈત્રીસંબંધ કેળવ્યો ને વારંવાર એમની સાથે ભારતના પ્રશ્નોની ચર્ચા કરી. જુલાઈ માસના અંતિમ દસ દિવસ એ સુપ્રસિદ્ધ ફેબિયન ગ્રીષ્મ-વિદ્યાલયમાં રહ્યા ને ત્યાંની સમાજવાદી ચર્ચાવિચારણાઓમાં દિલચસ્પીથી સામેલ થયા. ત્યાં જ એમને વેબ દંપતી ઉપરાંત સર્વશ્રી બર્નાર્ડ શૉ, કૅાલ, બૅબિટ વગેરેના ઊંડા વિવાદના સાક્ષી બનવાનું વિચારસુખ પ્રાપ્ત થયું.

આ પછી એમણે પોતાનું ધ્યાન એક નવા વિષય પર કેન્દ્રિત કર્યું. એ વિષય હતો ઇંગ્લૅન્ડમાં વસતા ભારતીય વિદ્યાર્થીઓની સમસ્યાનો. એમણે આ પ્રશ્નનાં અનેકાનેક પાસાંનો સ્પષ્ટ ખ્યાલ પ્રાપ્ત કરી 'ન્યુ સ્ટેટમૅન' પત્રના સંપાદક શ્રી આર્નોલ્ડ સાથે એની ચર્ચા કરી અભ્યાસપૂર્ણ લેખ તૈયાર કર્યો. આ ને ભારતી સવાલ પરના લાલાજીના અન્ય લેખ એ પત્રમાં પ્રસિદ્ધ થયા, ને ભારતીય દૃષ્ટિબિંદુની રજૂઆત બ્રિટિશ પ્રજા સમક્ષ પેશ થઈ.

આ દિવસોમાં 'કામાગાટા મારુ'ના કિસ્સાએ ચારેકોર ચકચાર જગાવેલી અને એ કિસ્સો વારંવાર છાપાંનાં શીર્ષક પ્રાપ્ત કરતો. લાલાજીએ આ પ્રકરણમાં રસ લેવા માંડ્યો ને કૅનેડા જેવા બ્રિટિશ સંસ્થાનમાં ભારતીય પ્રવેશબંધીના ગેરવાજબી પગલા સામે પોતાનો વિરોધ વ્યક્ત કર્યો. આ રોમાંચક કિસ્સો આ પ્રમાણે હતો :

કૅનેડાની બ્રિટિશ કૉલમ્બિયાની સરકારે દેશપ્રવેશના કાયદામાં એવી જોગવાઈ કરી કે ભારતથી એકના એક જ જહાજમાં મુસાફરી કરી જે ભારતી સીધો કૅનેડા ન પહોંચે તેને એ દેશમાં પ્રવેશની મનાઈ રહે; સાથે સાથે પશ્ચિમ કૅનેડા જતાં યાત્રીજહાજોને ભારતીય મુસાફરો લેવાની બંદી કરી. પરિણામે કોઈ પણ ભારતીય કૅનેડામાં પ્રવેશ કરી શકે નહીં એવી પરિસ્થિતિ સર્જાઈ. આવા ગેરવાજબી ધારા સામે વિરોધરૂપે અને એની કસોટી તરીકે પંજાબના ગુરુદત્તસિંહે આ ચકચારભર્યો કિસ્સો જન્માવ્યો. એ ચીનમાં કૉન્ટ્રૅક્ટર હતા. એમણે ઘણું ધન ખર્ચી, અંગત જોખમે, આત્મવિશ્વાસ સહ એક જાપાનીઝ વહાણ–કામાગાટા મારુ–ભાડે લીધું અને પાંચસો શીખોને એમાં ભરતી કરી એ કૅનેડાને કિનારે પહોંચ્યા. કૅનેડાની સરકારે તટ પર ને સમુદ્રમાં કડક ચોકીપહેરો ગોઠવી એક પણ શીખને કિનારે ઊતરવા દીધો નહીં. છેલ્લા ઇલાજ તરીકે એક ઉતારુએ વકીલ દ્વારા નોટિસ આપી અને કેસને ન્યાયાલય સુધી પહોંચાડચો. સર્વોચ્ચ ન્યાયાલયમાં કેસ ઊડી ગયો અને લાચારીપૂર્વક જહાજ પાછું હિન્દુસ્તાન હંકારી જવું પડયું.

લાલાજીએ આ કેસને હાથ પર લઈ આ પ્રકારની સાસ્થાનિક નીતિના વિરોધમા અખબારોમાં લેખ લખ્યા, તંત્રીઓની મુલાકાત લીધી અને આવા પગલાનું ગેરવાજબીપણું પ્રદર્શિત કર્યું. ભારતના ઉપમંત્રી ચાર્લ્સ રૉબર્ટસને સહાનુભૂતિ દર્શાવી પણ સાસ્થાનિક બાબતોમાં ડખલગીરી કરવાનું યોગ્ય માન્યું નહીં. લિબરલ, ટોરી સર્વ છાપાંએ સહાનુભૂતિ વ્યક્ત કરી, પૂર્વ પશ્ચિમ વચ્ચેના અંતરવૃદ્ધિના દુષ્પરિણામની આગાહી કરી પણ એટલે જ સૌ અટકી ગયાં લાલાજીએ કૅનેડિયન રાજનીતિજ્ઞ શ્રી હેન્રી-બોરસાની સહિસાહ મુલાકાત લીધી પણ એમણે તો વિશ્વમાં જનતાવાદના વિકાસની ફિલસૂફીયુક્ત વાતો જ ચર્ચી અને આવા

સાંસ્થાનિક સવાલનું પાપ ઇંગ્લેંડની નીતિનું સીધું પરિણામ છે' એમ જણાવી જવાબદારી ટાળી. કામાગાટા મારુમાં શિકાર બનેલા અભાગી લોકોને મદદ કરવાના લાલાજીના સર્વ પ્રયત્ન સામ્રાજ્યવાદની શિલા પર પટકાઈ પડયા. બદકિસ્મતની વાત તો એ રહી કે આ હતાશ શીખમંડળી દેશ પહોંચી ત્યારે ત્યાંય એમનું સ્વાગત ગોળીઓથી થયું !

લાલાજી ઘેરથી નીકળ્યા ત્યારે ૭ માસના પ્રવાસની એમણે કલ્પના કરેલી. તદનુસાર ઇંગ્લેંડનું કામ સમાપ્ત થતાં જ એમણે ફ્રાન્સ, જર્મની, સ્વિટ્ઝરલૅન્ડ, ઑસ્ટ્રિયા, બાલકન દેશો, તુર્કસ્તાન તથા ઇજિપ્તની યાત્રાનો કાર્યક્રમ ગોઠવ્યો. ઇંગ્લૅન્ડના મિત્રો પાસેથી એમણે આ સૌ દેશોના આગેવાનો પર પરિચયપત્રો ને ભલામણો એકત્રિત કર્યા. જુલાઈના અંતમાં પ્રવાસે ઊપડવાની કલ્પનાના હિસાબે એ કેંબ્રિજ વિદ્યાલયમાંથી લંડન તા. ૩૧ જુલાઈના રોજ આવ્યા ત્યાં તો યુરોપીય રાજકારણમાં ખળભળાટના ચિહ્નો એમની નજરે પડયાં. પ્રવાસ-એજન્સીઓએ એમને યુરોપનો પ્રવાસ રદ કરવાની સલાહ આપી. દરમિયાન જ ઑસ્ટ્રિયા ને જર્મની વચ્ચે યુદ્ધના શ્રીગણેશ મંડાયા. આ યુદ્ધમાં બ્રિટન સામેલ થશે કે કેમ તે વિશે તર્કવિતર્ક ચાલ્યા, ત્યાં તો ત્રીજી ઑગસ્ટે બ્રિટિશ સરકારે ફ્રાન્સના પક્ષે યુદ્ધમાં ઝંપલાવ્યું.

પરિસ્થિતિના આ નવા વળાંકે બ્રિટનનિવાસી ભારતીયોના એક નવા પાસાનો લાલાજીને પરિચય કરાવ્યો. લાલાજી લખે છે કે આ સમાચાર મળતાં જ બધા ક્લબમાં આવી ગયા ને સાંજના ક્લબ-મિલનમાં આ અંગેનો હર્ષ વ્યક્ત કરતાં એ અચકાયા નહીં. એમની માન્યતા હતી કે બ્રિટનની મુશ્કેલી એ ભારત માટેની ઉજ્જવળ તક હતી અને યુદ્ધોજાથી શ્રમિત બ્રિટન ભારતની માગણીઓ ઉવેખી શકશે નહીં. પણ બ્રિટનની યુદ્ધઘોષણાની પાછળ પાછળ જ

હિન્દુસ્તાનના વાઈસરોયે ભારતનેય યુદ્ધમાં જોડાયેલું જાહેર કરી યુદ્ધમાં જોડાયેલી ભારતીય સેનાઓનું સમગ્ર ખર્ચ ભારતીય તિજોરીમાંથી કરવાનું ઉચ્ચાર્યું ને એને સેન્ટ્રલ એસેમ્બ્લી, સર્વ પક્ષો ને સર્વ રાજવીઓએ ટેકો આપ્યો ત્યારે નવીન પરિસ્થિતિ પેદા થઈ. એક પછી એક નેતા બ્રિટન પ્રત્યે વફાદારી જાહેર કરવાની સ્પર્ધામાં પડ્યા. બ્રિટનમાં આવેલા કૉંગ્રેસ-પ્રતિનિધિમંડળે પણ રાજભક્તિના આ પ્રદર્શનની દોડમાં ઝંપલાવ્યું ત્યારે લાલાજી ચોંકી ગયા. તેમાંયે પ્રથમ દિને દર્પાવેશમાં આવેલા લોકોએ બ્રિટનને સાથ ને ભક્તિનું જાહેર ઉચ્ચારણ કરવામાં પડ્યા ત્યારે લાલાજીનું મન ચારે બાજુના આ ઢોંગ, પાખંડ તથા કાયરતાના સજીવ ચિત્રથી હેરાન પામ્યું ને પરાધીનતા કે પરદેશી શાસન કોઈ પણ રાષ્ટ્રના નીતિરીતિ ગુણોનું કેવું ને કેટલું સત્યાનાશ વાળે છે તે જોઈ સમસમી રહ્યા. પ્રતિનિધિમંડળની સભામાં લાલાજીએ વિશ્વાસ જાહેર કરવા અંગે સકારણ વાંધા રજૂ કર્યા ત્યારે સહકાર્યકરો ખૂબ ગુસ્સે થઈ ગયા અને એક સાથી તો વિવેક ચૂકી ગાલિપ્રદાનમાં સરકી ગયા!

લાલાજીને મન આ સવાલનું ગાંભીર્ય એ હિસાબે હતું કે એમણે ને એમના જેવા સૌએ બ્રિટિશ પ્રજામત પર એવી છાપ પાડવા પ્રયત્ન કર્યો હતો કે ભારતનો બહુમતી ભણેલો વર્ગ બ્રિટિશ શાસનથી તંગ આવી ગયો છે ને તીવ્ર અસંતોષથી દેશનો સમજુ વર્ગ પીડાય છે. ભારતથી જે રાજભક્તિ તથા યુદ્ધસાહચર્ય ભરપૂર ખબરો આવતી હતી તે આ સૌ લોકોની વાતોને નિર્મૂળ કરતી હતી. બ્રિટનનાં છાપાંય રાજભક્તિની આ જાહેર ઘોષણાઓથી ભરપૂર રહેતાં. પરિણામે દસ સપ્ટેમ્બરના 'લંડન ટાઈમ્સ'માં સર વેલેન્ટાઈન ચિરોલ એવું વિધાન કરવાની ધૃષ્ટતા કરી શક્યા કે યુદ્ધે પુરવાર કર્યું છે કે ભારતના શિક્ષિત નેતાઓનો એ રાષ્ટ્રની

આમજનતા તથા રાજવીગણ પર મુદ્દલેય પ્રભાવ પડતો નથી. એ વિધાનની પાદપૂર્તિ સર ચિરોલે એ રીતે કરી કે ભારતની પ્રજાનો સામાન્ય વર્ગ બ્રિટિશ રાજ્યનો અંત ઇચ્છતો નથી.

સમસ્ત ઇંગ્લૅન્ડમાં આ સામ્રાજ્યભક્તિના બાહ્ય ઊભરાએ આનંદલહર ફેલાવી. ભારતવાસીઓનાં નિવેદનો સ્વેચ્છાપૂર્ણ, સાર્વદેશીય, ઉત્સાહપૂર્ણ વગેરે વિશેષણોથી નવાજાયાં, અને ખુલ્લેખુલ્લા કહેવાવા લાગ્યું કે આમપ્રજાની આ શ્રદ્ધાનું મૂળ બ્રિટિશ રાજ્યની ન્યાયપરાયણતા છે! આ પ્રકારના પ્રચારને પરિણામે લાલાજીના અંતરમાં પ્રકટ થયેલી આંતરવેદના એમના શબ્દોમાં જોઈએ :

> "આ બધી વાતોથી અમારી પરેશાની વધતી હતી, કારણ અમે તો હમેશાં એવો જ પ્રચાર કરતા કે ભારતમાં અંગ્રેજી રાજ્ય અસ્વાભાવિક, અન્યાયપૂર્ણ છે અને આર્થિક લૂંટની ગુપ્ત નીતિ દ્વારા ભારતનું શોષણ કરે છે. અમારાં આ વક્તવ્યો ને ભાષણોની પાર્શ્વભૂમિકામાં ભારતથી રેલાતા યુદ્ધોત્સાહભરપૂર સમાચાર અમારા મોઢા પર સીધી લપડાકરૂપ નીવડતા."

લાલાજીએ આ બધાના આપઘલાજરૂપ પરિસ્થિતિની ચોખવટ કરતા ને બાહ્ય દેખાવના પડદા પાછળના અસંતોષની વાત છતી કરતા બે લેખ 'એક જાણકાર'ના તખલ્લુસ હેઠળ છાપામાં મોકલ્યા. એક નહીં છપાયો, ને એક છપાયો તે પ 'બળવાખોર' ગણાયો.

સને ૧૯૨૮માં એમના અવસાન અગાઉ થોડા સમયે આ પરિસ્થિતિને વાગોળતાં એમણે કરેલું ટાંચણ એમના મનઃરોષને ઠીક વ્યક્ત કરે છે એટલે અહીં ઉતાર્યું છે :

"ચૌદ વરસ બાદ એ દિવસોને યાદ કરતાં મને લાગે છે કે સન ૧૯૧૪ના યુદ્ધપ્રસંગનું ભારતના રાષ્ટ્રીય નેતાઓનું આચરણ સાવ અનુચિત ને દેશભક્તિરહિત હતું. હું કદીય એ માનવા તૈયાર નથી કે એ સૌ ભારતવાસીઓ ઇંગ્લૅન્ડ પ્રત્યે પ્રેમ સેવતા હતા અને એના રક્ષણ માટે ઉત્સુક હતા. હું નિઃસંકોચ કહી શકું છું કે રાજભક્તિ ને વિશ્વાસની મોટા ભાગની ઘોષણાઓ નર્યો પાખંડ ને ઢોંગ હતી. એમને એ વિવશતાવશ કરવું પડેલું. એ નેતાગણ બીજી કોઈ નીતિ માટે તૈયાર નહોતા, એટલે કેટલાકને એમ લાગતું હતું કે આ યુદ્ધનો અનુભવ કદાચ સાવ નકામો નહીં જાય."

આ પ્રકારના મનોમંથન ને હૃદયવિદારિતાને કારણે લાલાજી એવી સ્થિતિ પર પહોંચ્યા કે દેશ પાછું ફરવું એમને માટે જેટલું મુશ્કેલ હતું તેટલું જ કઠિન ઇંગ્લૅન્ડમાં રહેવું હતું. પરિણામે એમણે નવી દુનિયા તરફ નજર દોડાવી અને ક્રમેક્રમે પરિસ્થિતિ એવી સર્જાઈ કે એમને ઇચ્છાએ કે અનિચ્છાએ યુદ્ધનો સમયગાળો પરદેશમાં ગાળવો પડચો.



## પ્રકરણ ૧૫

## નવી દુનિયામાં

યુદ્ધે સર્જેલી પરિસ્થિતિ, લાલાજીની યુદ્ધ ને યુદ્ધ બાબતમાં ભારતીય નેતાઓના પ્રત્યાઘાતો પ્રત્યેની નાપસંદગી વગેરે કારણે

એમને માટે ઇંગ્લૅન્ડમાં રહેવું અશક્ય હતું એટલે ઇંગ્લૅન્ડમાં વસતા જર્મનો, યહૂદીઓ અને અન્ય અવાંછિત રાષ્ટ્રજનને લઈને ૧૪ નવેમ્બર, ૧૯૧૪ના રોજ લિવરપૂલથી જે સ્ટીમર અમેરિકા જવા ઊપડી તેમાં પોતાના મિત્ર બાબુ શિવપ્રસાદ સાથે લાલાજી પણ નવી દુનિયા ભણી રવાના થયા. એક સપ્તાહ બાદ એમની સ્ટીમર ન્યુયૉર્ક બંદરે લાંગરી ત્યારે કેટલાક પંજાબી મિત્રોએ લાલાજીનું ન્યુયૉર્કમાં સ્વાગત કર્યું. રંગભેદને કારણે જન્મેલી થોડી તકલીફના નિવારણ બાદ બન્ને મિત્રોએ ન્યુયૉર્કની એક હોટલમાં બે માસ નિવાસ કર્યો અને પછીના ત્રણ માસ બોસ્ટન, વૉશિંગ્ટન, ઍટલેન્ટા, ન્યુ-ઑર્લીઅન્સ, શિકાગો, સૉલ્ટ લેક સીટી, લૉસ ઍન્જેલસ વગેરે શહેરોની મુલાકાત લીધી. યાત્રા દરમિયાન અમેરિકન રાષ્ટ્રમાં જન્મતું વિભિન્ન માનવજાતિઓનું એકીકરણ કે સંમિશ્રણ, એમની શિક્ષણ વ્યવસ્થા ને પદ્ધતિ, એમની દાન-પ્રણાલી, એમના દાનવીરો, જાતિ જાતિના પ્રશ્નો વગેરેનું સૂક્ષ્મ અવલોકન ને નિરીક્ષણ લાલાજીએ કર્યું. અમેરિકાની ગગનચુંબી ઇમારતો, વિલાસમય પ્રવાસસાધનો, આધુનિક ઢબની હોટેલો, ભવ્ય સંગ્રહસ્થાનો, પુસ્તકાલયો વગેરેએ એમને એટલા પ્રભાવિત ન કર્યા જેટલા આ રાષ્ટ્રમાં વિવિધ દેશોમાંથી આવી વસેલી વિવિધ જાતિઓએ સહરાષ્ટ્રીયતા સ્વીકારી એમાંથી એક નૂતન રાષ્ટ્રનું નિર્માણ કર્યું. એ વારંવાર કહેતા કે આ રાષ્ટ્ર એક વિચિત્ર માનવસમૂહ છે, અને એની માનવસમસ્યા જ અધ્યયનનો એક આનંદદાયી વિષય છે. એના વ્યક્તિગત તથા સામૂહિક જીવનને ધ્યાન તથા લક્ષથી એમણે નીરખ્યું; પરિણામે અમેરિકા વિશેના એમના સર્વપ્રથમ પુસ્તકમાં અમેરિકાનાં આશ્ચર્યકારક ભવન, પુલ, સડકો, નહેરો કે બાગનું વર્ણન નથી પ્રાપ્ત થતું પણ સંસારભરના માનવમેળા સમ એ રાષ્ટ્રમાં વસતી અનેક જાતિઓ તથા લોકોનાં

આચારવિચાર, રહેણીકરણી ને ભાષાની વિગતો પીરસેલી છે. તે જમાનાના ન્યુયોર્કનુ વર્ણન કરતા એ લખે છે કે પાંચમા એવન્યુ પર ધનિક વર્ગના નિવાસસ્થાન છે જ્યારે ત્રીજા પર કંગાલ ને ધનહીનના પાયમા એવન્યુની બેતાળીસમી ગલી પર ઊભા રહી કલાકોના કલાકો લક્ષ્મીના પ્રિય પુત્રોની હિલચાલ એ નીરખ્યા કરતા અને એમ જ ત્રીજા એવન્યુની ચોત્રીસમી ગલીના નાકે ખડા રહી જીવનના રોજિંદા સંઘર્ષમા ગળાડુબ રહેતા રંક ને કંગાલની જીવનચર્યા નિહાળતા દક્ષિણના રાજ્યોમા એમના રસના વિષય હતા વર્ણભેદની સમસ્યા અને શ્યામ પ્રજાના ઉત્થાનપ્રયાસને મૂર્તિમત કરતી ટસ્કેજી સસ્થા

લાલાજી સાત માસ સુધી અમેરિકાનું ભ્રમણ કરતા રહ્યા. બધો સમય એમના શિર પર લટકતી સમસ્યા હતી : સ્વદેશ પાછા ફરવું કે યુદ્ધકાળ પરદેશમા જ ગાળવો ? યુદ્ધના પ્રારંભને એક વરસ વીત્યા છતા એનો અંત કોઈ પ્રકારે સમીપ દેખાતો નહોતો પરિણામે એમના મનમાં આવ્યું કે પૂર્વના દેશોનો પ્રવાસ હાથ ધરવો આ દેશોમા જાપાનનું એનું પોતાનું આગવું આકર્ષણ હતુ એટલે એમણે જાપાન જવાનુ ઠરાવ્યુ અને ત્રીજી જુલાઈ, '૧૫ના રોજ સાનફ્રાન્સિસ્કોથી એ ઊગતા સૂર્યના દેશ પ્રતિ વિદાય થયા. સ્ટીમર-પ્રવાસના બે સપ્તાહ ભારે આનંદ સહ એમણે વિતાવ્યા.

યોકોહામા બંદરને ધક્કે તા ૧૯ જુલાઈના રોજ એમણે જાપાનની ધરતી પર પગ મૂકયો ત્યારે એક અજાણ્યા મુસાફર તરીકે એ ઊતર્યા પ્રવાસોમા પ્રથમ વાર એમના સ્વાગતાર્થે કોઈ હાજર નહોતુ ને ઊતરવાની વ્યવસ્થા એમને આપમેળે કરવી પડી જાપાનીઓની પ્રથમદર્શી છાપ એમના પર સાનુકૂળ પડી એ નોંધે છે કે " એમના મકાન, એમની દુકાનો, એમની રહેણી-

કરણી, એમની સરળ આદતો મારા રાષ્ટ્રવાસીઓનાં રહનસહન, ચાલચલગત તથા ધરોને એટલી મળતી હતી કે જેનું સાદશ્ય અમેરિકા કે યુરોપમાં સંભવિત નહોતું. પરિણામે મારા હૃદયમાં જાપાનીઓ પ્રત્યે બંધુભાવના સંચારિત થઈ. " વરસના સૌથી ગરમ વખતે એ જાપાનમાં આવ્યા એટલે કદીક લાહોરની ગરમીનાં સંસ્મરણો એમને પેદા થતાં.

આ અગાઉ પંજાબના એક વકીલે લખેલા જાપાન પરના એક પુસ્તકની લાલાજીએ પ્રસ્તાવના લખેલી; તેમજ એમના જ પ્રયત્નથી દયાનંદ કૉલેજમાં એક જાપાનીઝ પ્રોફેસર આવી રહેલા. ત્યારથી જાપાન અને હિન્દુસ્તાન વચ્ચે સ્થાયી મહત્ત્વપૂર્ણ સંબંધકડી સર્જવાની એમની ખેવના હતી. પરિણામે જાપાન પહોંચતાં જ આ ઉદ્દેશ્ય સહ એમણે વ્યક્તિઓ ને સંસ્થાઓનું અધ્યયન શરૂ કર્યું.

લાલાજીનો ખ્યાલ એવો હતો કે થોડો વખત જાપાન રોકાઈ દેશ ભણી પ્રયાણ કરવું પણ ચીની સમુદ્રને માર્ગે ભારત પહોંચવા મથતા લોકોને સિંગાપુર તથા હોંગકોંગમાં જે નાલાયકીઓ, પરેશાની અને કંઈક કિસ્સામાં ગિરફતારી વહોરવી પડી તેનાં વર્ણનો લાલાજીને કાને પડ્યાં એટલે એમણે જાપાનમાં દીર્ઘનિવાસની યોજનાથી ખર્ચાળ હોટેલનો વાસ ત્યજી હિન્દીભાઈઓની મદદથી એક ઘર ભાડે લીધું ને શ્રી સભરવાલ નામના એક જુવાન હિંદીની દુભાષિયા તરીકેની સહાયથી જાપાની જીવનનો સર્વાંગી અભ્યાસ આદર્યો. આ યોજનાય ક્ષણજીવી નીવડી, કારણ જે યુવાન એમની ભાષાસહાય કરતો હતો તે એક પખવાડિયામાં તો એના કોઈ સાંકેતિક કાર્ય માટે વિના ખબર આપ્યે અદય થઈ ગયો. પાછળથી ખબર પડી કે છૂપી કામગીરી બજાવનાર એ ક્રાન્તિકારી એજન્ટ હતો. એક બીજી દિશામાંથી ય તકલીફ-નોબતો વાગી. તત્કાલીન જાપાનીઝ સરકાર

બ્રિટિશમૈત્રીવાંછુ હોવાથી એમના સૂચનના આધાર પર જાપાનીઝ સરકારે લાલાજીની હિલચાલ પર ચાંપતી દેખદેખ રાખવા માંડી. એ જ્યાં જાય ત્યાં રાત્રિદિવસ બે જાપાનીઝ પોલીસના માણસો એમના પડછાયાની માફક પીછો કરતા; પરિણામે કોઈનીય સાથે હળવું મળવું સામી વ્યક્તિ માટે જોખમકારક નીવડવાનો જેટલો સંભવ તેટલો જ જાપાનમાં રહેતા વિદ્રોહી, અનિચ્છા છતાં એમની મુલાકાતે આવે તો એના ઓળા એમના પર પડયા વિના ન રહે.અરે! નવેમ્બરના અંતમાં ટોકિયોમાં વસતા હિન્દુસ્તાનીઓએ તાજેતરમાં ગાદીએ બેઠેલા જાપાનીઝ શહેનશાહ મિકાડોના માનમાં એક ભોજનસમારંભ યોજ્યો અને એનું પ્રમુખસ્થાન લાલાજીને સોંપ્યું. લાલાજીએ અધ્યક્ષપદ ગ્રહણ કરતાં પૂર્વે શરત કરેલી કે સમારંભમાં એ કોઈ પ્રકારની રાજકીય ચર્ચા કે ઉલ્લેખ થવા દેશે નહીં. થોડાક જાપાનીઝ મહેમાનોએ આવો પ્રયત્ન આદર્યો ત્યાં જ અધ્યક્ષે એમને અટકાવ્યા, આમ છતાં અંગ્રેજોએ પોતાનો રોષ છાનો રાખ્યો નહીં ને "જાપાન એડવર્ટાઈઝર" નામના એમના મુખપત્રના તંત્રીલેખમાં એવી અવળી રજૂઆત કરી કે લાલાજીએ પત્રકારોના માનમાં ભોજનસમારંભ યોજ્યો!

આ ને આવી નાનીમોટી પરેશાનીઓની કંટાળી જઈ લાલાજીએ અમેરિકા પાછા ફરવાનો નિશ્ચય કર્યો. એમના મનમાં એ વાતે ય સ્પષ્ટ થઈ કે રાજકીય નિર્વાસિતો માટેનું ઉત્તમ આશ્રયસ્થાન અમેરિકા છે, પરિણામે પાંચ માસના જાપાનવાસ પછી ડિસેમ્બરના બીજા અઠવાડિયામાં યાકોહોમા બંદરેથી લાલાજીએ મિત્રમંડળીની વિદાય લીધી ને પ્રશાંત મહાસાગરનાં વક્ષસ્થલ પર સવાર થઈ નવી દુનિયાની કેડી પકડી.

☆

## પ્રકરણ ૧૬

# વિદ્રોહીઓની દુનિયામાં

**ઈંગ્લેન્ડમાં** વસતા ભારતીય જનોની રાજભક્તિના ઢોંગથી લજપતરાય અકળાઈ ઊઠ્યા તે આપણે આગળ જોયું. અમેરિકામાં એવાં ચિહ્ન એમને જોવા મળ્યાં નહીં. અહીં વાતાવરણ જુદું જ હતું. એ પશ્ચિમ કિનારે કેલિફોર્નિયા પહોંચ્યા તો ત્યાંનાં મંડળો બ્રિટનના શત્રુઓ સાથે મૈત્રી બાંધી અંગ્રેજી શાસન વિરુદ્ધ ભારતીયોમાં વિદ્રોહભાવના જગાવવા આંદોલનમગ્ન હતાં. આ લોકોની દૃષ્ટિએ ટિળક ને લજપતરાયની નીતિ ય ભારતના સ્વાતંત્ર્ય વિરુદ્ધ ભીષણ તથા કાયરતાપૂર્ણ દેશદ્રોહ લેખાતો! આમ ઇંગ્લેન્ડમાં સ્થાયી આધારભૂત સિદ્ધાન્તોને સ્થાને તકવાદનું પ્રાબલ્ય નજરે પડતું હતું તો અમેરિકામાં અંધ દેશપ્રેમના જોશમાં વ્યાવહારિકતા ને દૂરદર્શિતાને તિલાંજલિ અપાતી ભાસતી હતી. જર્મની ભારતનું સાચેસાચ હિતચિંતક છે કે નહીં એની એમને પરવા નહોતી; એ ઇંગ્લેન્ડ સામે લડે છે એટલી વાત જ એમને મન પૂરતી હતી! લજપતરાય આ દૃષ્ટિકોણની ભયાનકતા ને દૃષ્ટિહીનતા પામી ગયા હતાં એટલે વારંવાર વિદ્રોહી નેતાઓ એમની પાસે પહોંચી નેતૃત્વ સંભાળવા વિનંતી કરતા તેને લાલાજી નકારી કાઢતા. લાલાજીને આ લોકોનો પરિચય જાપાનમાંય થયો હતો અને ભારતવર્ષમાંય એમણે ક્રાંતિકારી દળના રંગઢંગ જોયા હતા. અજિતસિંહ-ને એમની 'ભારતમાતા' તથા મહારાષ્ટ્ર-બંગાળના વિપ્લવી આગેવાનો તેમ જ શ્યામકૃષ્ણ વર્મા વગેરેને એમણે નિકટથી નીરખ્યા હતા. વિદ્રોહી દળનો કાર્યક્રમ આ સૌથી સવિશેષ વિશાળ ને ઉગ્ર હતો.

ામનો ઉદ્દેશ્ય હિન્દુસ્તાનમાં રાજનૈતિક ક્રાન્તિ પેદા કરી ભારતને
્રટિશ શૃંખલામાંથી મુક્ત કરવાનો હતો. તે માટે ત્રિવિધ મોરચે
ર્ય કરવાની એમની ગણતરી હતી. ભારતમાં ને ભારત બહાર
ંગ્રેજો વિરુદ્ધ પ્રચાર કરવો, સશસ્ત્ર તથા નિઃશસ્ત્ર વિદ્રોહનું
ંગઠન કરવું અને વિદેશી એજન્સીઓ સાથે મૈત્રી બાંધવી – આ
ણ દિશામાં એ ઝઝૂમવા માગતા હતા. હરદયાલ આ વિદ્રોહી
ંડળના પ્રવર્તક લેખાતા. લાલાજી કેલિફોર્નિયા પહોંચ્યા ત્યારે
રદયાલ જર્મની પહોંચી ગયા હતા. પ્રશાન્ત મહાસાગરના તટના
ન્દુ ને શીખો આ લોકોને છૂટથી નાણાંકીય મદદ કરતા. વિદ્રોહી
ંડળી જર્મનીના સહકાર માટે ખૂબ મથતી.

જર્મન એજન્ટ તરીકે કામ કરતા આ મંડળીના એક સભ્યે
લાલાજી પાસે એક દિવસ પહોંચી મબલખ રકમ ભેટ ધરી અને
ંનંતી કરી કે ભારતની સ્વતંત્ર્યઘોષણા પર લાલાજી સહી કરી
ાપે. ફ્લાન્ડર્સમાં યુદ્ધપ્રવૃત્ત હિંદી ફોજોને આ પત્રિકા વિમાન
રા પહોંચાડવાનો જર્મન ઇરાદો હતો. લાલાજીએ આવી કોઈ
તમાં સહકાર આપવાનો સ્પષ્ટ ઇનકાર કર્યો. આમ છતાં જ્યારે
સાનફ્રાન્સિસ્કો પહોંચ્યા ત્યારે પુનઃ એ વિનંતી એમને પેશ
ઈ. લાલાજીએ પંડિત રામચંદ્ર દ્વારા રજૂ થયેલી આ માગણીનો
પષ્ટ અસ્વીકાર કર્યો એટલે પંડિતજીએ હોળી-મિલનના ભારતીય
લસામાં લાલાજીને કાયર ને ભીરુનાં વિશેષણોની નવાજેશ કરી.
ઉત્તરમાં લાલાજીએ એમને એવા બુદ્ધિહીન નેતા કહ્યા જે
ોતાના સર્વોત્તમ દેશવાસીઓને મૃત્યુના મુખમાં ધકેલતા હતા.
ાવું ખુલ્લું તડ પડયા છતાં પંડિત રામચંદ્ર લાલાજીની મુલાકાતે
ાવ્યા કરતા, કારણ આ વિદ્રોહી દળમાંયૂ બે તડ હતાં અને
ેક તડને લાલાજીના સંબંધ માત્રની પ્રતિષ્ઠામૂલ્યક કિંમત હતી.
મિયાન સામા દળે પંડિતજી વિરુદ્ધ પોતાના દળના નેતા બનવા

લાલાજીને વીનવ્યા. લાલાજીએ એ કાને ધર્યું નહીં. પાછળથી લાલાજીને ખબર પડી કે રામચંદ્ર પંડિત ઓછી બુદ્ધિના તથા ટૂંકી દષ્ટિના હોવા ઉપરાંત બેઈમાન હતા. ફંડફાળામાં ગરબડ કરી પોતાના દેશવાસીઓનો વિશ્વાસઘાત કરવા ઉપરાંત એ જર્મની પાસેથી જાસૂસીનાં નાણાં પડાવતા ને સાથોસાથ અંગ્રેજોનાય પગારદાર જાસૂસ હતા. પોતાના સાથીદાર શ્રી બગાઈને એમણે એવી દરખાસ્ત મૂકેલી કે પોતાને મળતું વેતન એ પોતાને આપી દે તો અંગ્રેજો તરફથી સારી રકમ એ અપાવે. અરે! શ્રી બગાઈ પાસેના પત્રો પરથી લાલાજીને એ વાતનીય ખાતરી થઈ કે પંડિત રામચન્દ્ર લાલાજીને અંગ્રેજો વતી કોઈ ને કોઈ કાવતરામાં સડોવી દેવા પ્રયત્નશીલ રહેતા. લાલાજીની હિલચાલ ને પ્રવૃત્તિઓની સઘળી વિગતોની જાસૂસી તો એ અંગ્રેજો તરફે કરતા. આમ દેશવાસીઓનાં નાણાં ખાતા, જર્મનોનાં નાણાં ઓળવતા ને બ્રિટનના પૈસાય પડાવતા. આવો ત્રિરંગી પાઠ ભજવનાર પંડિતજીને આ બધા સંદેહોને કારણે ન્યાયાલયમાં જ ગોળીના ભોગ થવું પડ્યું. આમ છતાં મંડળીના સામાન્ય શીખ ને હિન્દુ આગેવાનોએ નાણાંકીય જિમ્મેદારી સાથે ભારે કષ્ટ ને જોખમ વહોર્યાં.

ત્રણ દેશોમાં ક્રાન્તિકારી જૂથોના અંગત પરિચયમાં આવ્યા પછી લાલાજીએ 'યંગ ઇન્ડિયા'માં આવાં વિદ્રોહી દળો વિશે જે વિશ્લેષણાત્મક વિધાનો કર્યાં છે તે સંક્ષેપમાં રજૂ કરવાં ઠીક પડશે.

૧. જે લોક પોતાનું સ્વાતંત્ર્ય આપબળે જીતવા સમર્થ ન હોય ને જરૂર પડ્યે એના રક્ષણાર્થે યુદ્ધ માટે તૈયાર ન હોય તે સ્વાધીનતાના અધિકારી ન હોઈ શકે.

૨. મુખ્યત્વે બાહ્ય મદદથી પ્રાપ્ત કરેલી સ્વતંત્રતા ઝડપથી ખોઈ બેસવાની શક્યતા રહે છે.

૩. સ્વાતંત્ર્યયુદ્ધમાં નૈતિક ને આધ્યાત્મિક સંપત્તિનો સબળ ટેકો હોય ત્યાં જ ભૌતિક ને વૈજ્ઞાનિક સંપત્તિ આવી પડે છે.

૪. ક્રાન્તિની સફળતાનો આધાર જનતંત્ર હોવું જોઈએ.

૫. ગુપ્ત આંદોલન બેધારી તલવાર છે. સશસ્ત્ર ને આપખુદ સરકાર સામે એનો ઉપયોગ કરવામાં આવે ત્યારે સ્વાર્થી તથા મહત્ત્વાકાંક્ષી પણ નિર્લજ્જ લોકોના વ્યક્તિગત લાભનું હથિયાર ન બની બેસે તે જોવું જોઈએ. ક્રાન્તિકારી આંદોલન જેટલું ઓછું ગુપ્ત હોય તેટલી એની નૈતિકતા સવિશેષ રહે.

૬. ક્રાન્તિકારી આંદોલન અર્થે ધૈર્ય ને સાહસની માફક શિસ્ત ને વિવેક એટલાં જ આવશ્યક છે.

૭. આ આંદોલને પોતાની માનવશક્તિનો સહેજ પણ અપવ્યય થવા દેવો ઘટે નહીં.

૮. આવું આંદોલન એના પાયામાં જ પ્રજાતંત્રી બની શકે નહીં.

૯. એટલે અંશે એમાં જોખમની માત્રા વધતી રહે છે. આ આન્દોલનની સૌથી મહાન સંપત્તિ એના અનુયાયીઓની શ્રદ્ધા છે. એ ટકાવી રાખવા નિઃસ્વાર્થીપણું, આત્મસંયમ ને આત્મદમન આવશ્યક છે.

૧૦. પોતાના સાથીઓ સાથેનો ક્રાન્તિકારી નેતાનો વ્યવહાર પારદર્શક પ્રામાણિકતા ને સાહજિક સરળતાયુક્ત હોવો ઘટે.

સારાંશ એ નીકળે છે ક્રાન્તિકારી આંદોલનના સફળ

સંચાલન માટે શહીદીને વરેલી, વીરોચિત ગુણ ને તાકાત ધરાવનારી વ્યક્તિઓ જોઈએ. સ્વતંત્રતાની વાડી શહીદોના લોહીસિંચનથી ખીલી ઊઠે છે. આમ છતાં અંધશ્રદ્ધા કે ધૂંધળા આદર્શવાદને પરિણામે પોતાના અનુયાયીઓને શહીદીના મુખમાં ધકેલનાર સંસ્થા કીર્તિદા બનતી નથી. લાલાજીનાં આ વિધાનના ઔચિત્યનું અસરકારક સાક્ષી ભારતના સ્વાતંત્ર્ય-ઇતિહાસનું વિપ્લવ-પાનું છે.



## પ્રકરણ ૧૭

### શબ્દદૂત

**જાપાનથી** એ અમેરિકા પહોંચ્યા ત્યારે એમનું મન એ વાતે સ્પષ્ટ થઈ ગયું હતું કે યુદ્ધના અંતનો કોઈ સંભવ નજદીકના મહિનાઓમાં દૃષ્ટિગોચર થતો નહોતો, યુદ્ધવિરામ કે સંધિ પહેલાં ભારત પાછા ફરવું અશકય હતું—અરે! સંધિપત્ર પર હસ્તાક્ષર થયા બાદ પણ પાસપોર્ટ મેળવવામાં એમને ઠીક કઠિનાઈઓ અનુભવવી પડી હતી!—એટલે અચોક્કસ મુદત માટે અમેરિકાના નિવાસનો સંકલ્પ કરી એમણે એક વણખેડી દિશામાં પ્રવૃત્તિ પ્રારંભી. સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનોને બાદ કરતાં ભારતીય સંસ્કૃતિ કે ભારતીય રાષ્ટ્રનો ખ્યાલ આપનાર કોઈ પ્રવૃત્તિ અમેરિકાના સામાન્ય નાગરિકો માટે યોજાઈ નહોતી. પરિણામે ભારત પ્રત્યે ઉદાસીનતા પ્રવર્તવા ઉપરાંત એનાં ઇતિહાસ કે

સ્વતંત્રતાની માગણીની યોગ્યતાને ખ્યાલ મોટા ભાગના નેતાઓનેય નહોતો. એટલે આપનિયુક્ત રાષ્ટ્રદૂત તરીકે એમણે અમેરિકાના જનમનને ભારતીય પ્રશ્નની બાબતમાં કેળવવાનું અને એની સહાનુભૂતિ પ્રાપ્ત કરવાનું દ્વિવિધ કાર્ય ઉપાડ્યું. મોકો પણ ઠીક મળી રહ્યો. અમેરિકાને હજુ યુદ્ધપ્રવૃત્ત કરવાના હેતુથી બ્રિટન સજ્જડ પ્રચાર અમેરિકામાં ચલાવી રહ્યું હતું. આ પ્રચારયુદ્ધમાં લજપતરાયે ભારતની સ્વાતંત્ર્ય-માગણીનો સૂર મિલાવ્યો. તે માટે એમણે ઉગ્રવાદી નેતાઓ, પ્રગતિશીલ પત્રકારો તથા યુનિવર્સિટીના વિદ્વાનો સાથે સંપર્ક સ્થાપ્યો. એમની વાણીમાં એવી અસરકારકતા હતી, એમના વ્યક્તિત્વમાં એવી સરળતા પ્રકટતી હતી, એમના રંગઢંગ એવા જનતંત્રવાદી હતા કે અમેરિકનોને એ ગમી ગયા. એમનાં વ્યાખ્યાનોની માગણીઓ ચારેકોરથી શરૂ થઈ. વર્તમાનપત્રોમાં એમની લેખમાળા પ્રકાશિત થવા લાગી. મુખ્ય સામયિકો હિન્દુસ્તાન અને એશિયાઈ દેશો વિશેનાં પુસ્તકોની સમાલોચના એમની પાસે કરાવવા લાગ્યાં. આમ ભારતના દૃષ્ટિકોણની રજૂઆત એમણે આરંભી. અમેરિકા યુદ્ધમાં શામિલ થયું તે પછી એમણે ઓક્ટોબર, ૧૯૧૭માં ‘ઇન્ડિયા હોમ રુલ લીગ’ની સ્થાપના કરી. લજપતરાય લીગના અધ્યક્ષ ચૂંટાયા, જ્યારે ઉપાધ્યક્ષપદે વરણી થઈ ભારતના સ્વાતંત્ર્ય માટેના અથાક યોદ્ધા ડૉ. જે. ટી. સન્ડરલૅન્ડની. શ્રી કે. ડી. શાસ્ત્રી અને શ્રી એન. એસ. હાર્ડીકર એના મંત્રીઓ બન્યા. જાન્યુઆરી, ૧૯૧૮માં આ લીગના મુખપત્ર તરીકે ‘યંગ ઇન્ડિયા’ નામની પત્રિકા પ્રસિદ્ધ થવા લાગી. ભારત વતી પરદેશોમાં પ્રચારનો, બ્રિટનની ‘ઇન્ડિયા કમિટી’ બાદ કરતાં, સર્વપ્રથમ સંગઠિત પ્રવાસ આ હતો. સન ૧૯૧૮માં કવિવર ટાગોરે અમેરિકાને વ્યાખ્યાન-પ્રવાસ કર્યો એથી લાલાજીના કાર્યને પરોક્ષ છતાં સધ્ધર ટેકો મળ્યો;

કારણ અમેરિકાના જનમનમાં એને લીધે ભારતની એક મૂર્તિ આકાર લેવા લાગી.

લજપતરાયનું આ પ્રચારકાર્ય એની સીમાએ પહોંચ્યું ત્યારે વિશ્વયુદ્ધના અંત પર દસ્તખત થતા હતા. સૌ પ્રથમ વાર અમેરિકન સેનેટની વિદેશસંબંધક સમિતિમાં ભારતનો કેસ રજૂ થયો ને સેનેટર ડુડલે મેલોને ભારતની વકીલાત કરી. એને સેનેટર નારિસ વગેરેનો ટેકો મળ્યો. પરિણામે ભારતવર્ષની સ્વાતંત્ર્ય-માગણીને અધિકાધિક સમર્થન પ્રાપ્ત થયું. આ જ પ્રયાસના અંગરૂપ લાલાજીએ 'યંગ ઇન્ડિયા' નામનું પુસ્તક લખી પ્રસિદ્ધ કર્યું. બ્રિટિશ સરકારે આ પુસ્તકને જપ્ત કર્યું, ને એના વેચાણ તથા પ્રચાર પર પ્રતિબંધ લગાવ્યો. બ્રિટનની આમસભામાં કર્નલ વેજવુડે આ પ્રતિબંધને મૂર્ખતાપૂર્ણ જણાવી સરકારને એ ઉઠાવી લેવો પડે તેવી પરિસ્થિતિ ઊભી કરી. 'યંગ ઇન્ડિયા'નો વિજય થયો અને એણે ભારત વિશે એક નવી આવશ્યક સમજ પરદેશોમાં જન્માવી.

અમેરિકાના લજપતરાયના લાંબા, અણધાર્યા નિવાસકાળ દરમિયાન એમને ઠીક નાણાંકીય હાડમારી ય ભોગવવી પડી. 'યંગ ઇન્ડિયા'ને આનુષંગિક સાર્વજનિક પ્રવૃત્તિઓ માટે એમને પૈસા મળતા પણ એમાંની એક પણ પાઈ પણ એમને મન હરામ હતી. પોતાના ખાવાપીવાના તથા રહેવાના ખર્ચની જોગવાઈ લેખો, વ્યાખ્યાનો વગેરેની આમદાનીમાંથી એ કરતા અને આમ કરવું સુગમ પડે તે હેતુસર એ મોટે ભાગે પોતાનું ભોજન પોતે બનાવી લેતા. કપડાં સ્વયં ધોઈ લેતા. ઓરડાની સફાઈ જાતે કરતા. કદીક કદીક સાંજનું વાળુ પાંચ સેન્ટની બ્રેડથી જ પતાવી દેતા. આમ એ અમેરિકા વસતા ભારતીય નવયુવકો સમક્ષ એક ઉત્તમ ઉદાહરણ પૂરું પાડતા. ભારત, બ્રહ્મદેશ વગેરે અંગે પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની

સમાલોચના જુદા જુદા પત્રો વતી એ હાથ ધરતા એના પરિણામે એમની પાસે એક પુસ્તકસગ્રહ ઊભો થયો આ પુસ્તકસગ્રહને જ લાહોરના એમના અગત પુસ્તકસગ્રહમા મેળવી એની ભેટ લોકસેવક મડળને કરી, જેમાથી દ્વારકાદાસ પુસ્તકાલયના શ્રીગણેશ એમણે કર્યા

અમેરિકાનિવાસના એમના પાછલા ભાગમા સુપ્રસિદ્ધ 'રેન્ડ સ્કૂલ'નો એમને પરિચય થયો એક વિદ્યાર્થીને અધ્યાપક એમ ઉભય રીતનો સબધ આ સસ્થા સાથે એમણે બાધ્યો ઇતિહાસ ને રાજનીતિ પર આ સસ્થામા એમણે સંખ્યાબધ વ્યાખ્યાનો સૂણવા ઉપરાત 'વિશ્વની રાજનીતિમા એશિયાનુ સ્થાન અને મહત્ત્વ' એ વિષય પર લાલાજીએ ૭ વ્યાખ્યાનોની એક હારમાળા આપી અને એશિયાઈ દૃષ્ટિબિદુ પેશ કર્યું. દરમિયાન યુદ્ધની નોબતો ગર્જતી અટકી, અને લાલાજીનુ દેશાગમન શક્ય બન્યુ, એટલે એ સવેળા માતૃભૂમિ જવા નીકળી પડયા



## પ્રકરણ ૧૮

## કૉંગ્રેસ-પ્રમુખ

**પાંચ** વરસના પરરાષ્ટ્રનિવાસ બાદ લાલાજી દેશ પાછા ફર્યા-ને હજુ ત્રણ સપ્તાહ વીત્યા ત્યા તો મહાત્મા ગાધીજીએ પોતાનો અસહકારનો કાર્યક્રમ રાષ્ટ્ર સામે રજૂ કર્યો સાથોસાથ ખિલાફતના નેતાઓએ પણ એવા જ કાર્યક્રમને અપનાવવુ નીતિનિવેદન કર્યું

એક રીતે અસહકાર લાલાજીની ભાવનાઓને વ્યક્ત કરતો હતો, એ એમની રાજનૈતિક ફિલસૂફીમાં બંધબેસતો હતો છતાં કાર્યક્રમનાં કેટલાંક અંગોનું સમર્થન કરવું લાલાજી માટે મુશ્કેલ હતું. એમના મનમાં ઊઠતો એથીય મહત્ત્વનો પ્રશ્ન એ હતો કે આમપ્રજા આ પડકારયુક્ત કાર્યક્રમને વધાવશે ?

ગાંધીજીની અંગત પવિત્રતા, સાહસ, સાદાઈ તથા સત્યપ્રેમને કારણે લાલાજીને એમના પ્રત્યે અપાર શ્રદ્ધા, આદર ને માન હતાં. એમને પ્રબળ વિશ્વાસ હતો કે હજરત મૂસાની માફક, ભારતની જનતાને મહાત્મા ગાંધી મુક્તિનો માર્ગ બતાવશે.

આ પરિસ્થિતિમાં એમનું નામ કૉંગ્રેસપ્રમુખપદ માટે ઉચ્ચારાયું ત્યારે સર્વ પ્રથમ એમણે આનાકાની દાખવી. ત્રીજી વાર એમના નામનો આ પદ માટે ઉલ્લેખ થયો, જો કે ૧૯૦૭ ને ૧૯૧૪માં કૉંગ્રેસમાં જે તડ હતાં તે હાલ નહોતાં. માત્ર લોકમાન્ય ટિળક મહાત્માજીના કાર્યક્રમ સાથે સહમત થઈ શકતા નહોતા ને એમણે ગાંધીજીને સમાંતર એક અલગ ઘોષણાપત્ર પ્રસિદ્ધ કરેલું અને અસહકાર પર વિચાર કરવા બનારસમાં અખિલ ભારતીય કૉંગ્રેસ સમિતિની સભા મળી ત્યારે તેઓ બનારસમાં હાજર હોવા છતાં સમિતિની સભામાં હાજર રહ્યા નહોતા. બનારસની સમિતિએ અસહકારના વિગતવાર કાર્યક્રમની વિચારણા કલકત્તાના કૉંગ્રેસ-અધિવેશન પર છોડી એટલે એ અધિવેશનનું મહત્ત્વ વધી ગયું.

લાલાજીની સાથે ટિળકનું નામ કોઈ કોઈ સ્થળેથી રજૂ થયેલું એટલે ચોવીસ જુલાઈએ તત્કાલીન કૉંગ્રેસ-પ્રમુખ મોતીલાલ નહેરુએ લાલાજીને વિધિસર આમંત્રણ પાઠવ્યું. મિત્રો સાથે મસલત કરી લાલાજીએ પ્રમુખપદ સ્વીકાર્યું.

દરમિયાન પહેલી ઑગસ્ટે લોકમાન્ય ટિળકનો સ્વર્ગવાસ

થયો. આખો દેશ શોકસાગરમાં ડૂબી ગયો. રાજકીય પરિસ્થિતિએ પલટો એ લીધો કે અસહકારના ગાંધીજીના કાર્યક્રમને સમાંતર લોકમાન્યના કાર્યક્રમનો એક સબળ ટેકો એમના અનુયાયીઓ માટે અદૃશ્ય થયો ને એ પરિસ્થિતિમાં એ લોકોની નજર લાલાજી પર પડી. લાલાજી સંઘર્ષને દૂર રાખવાની વૃત્તિ હમેશ સેવતા એટલે એમના પ્રમુખના ભાષણમાં અસહકારના કાર્યક્રમ પર અભિપ્રાય આપવાનું એમણે ટાળ્યું. એમણે જણાવ્યું કે "જે વિષય અંગે દેશમાં ઊંડો મતભેદ પ્રવર્તતો હોય તે અંગે અધ્યક્ષે કોઈ એક બાજુની ભલામણ કરવી એ કોંગ્રેસનો નિર્ણય અગાઉથી આપી દીધા જેવું કહેવાય. મને લાગે છે કે જ્યારે કોઈ વિવાદાસ્પદ વિષય વિચારણા નીચે હોય ત્યારે અધ્યક્ષે સર્વથા નિષ્પક્ષ રહેવું ઘટે."

કોંગ્રેસના અધિવેશનને એક માસ બાકી રહ્યો હતો છતાં રિવાજ મુજબ લાલાજીએ પચાસ હજાર શબ્દોનું વ્યાખ્યાન તૈયાર કરી દીધું. પોતાને લખેલું વ્યાખ્યાન વાંચવું પસંદ નહોતું; કારણ શ્રોતાઓ સાથે એમાં જીવંત સંપર્ક ગુમાવવાનો સંભવ રહેતો. એમની સ્મૃતિ એમની વહારે આવી અને લિખિત પ્રતનો આધાર લીધા સિવાય એમણે પચાસેય હજાર શબ્દનું વ્યાખ્યાન અધિવેશન સમક્ષ રજૂ કર્યું. ભાષણનો ત્રણચતુર્થાંશ ભાગ એમણે ઓડવાયરના પંજાબના શાસનની દુ:ખગાથા રજૂ કરવામાં ગાળ્યો. એમણે ભારપૂર્વક જણાવ્યું કે ભારતમાંના અંગ્રેજી શાસનના સમસ્ત ઇતિહાસમાં કોઈ એક વ્યક્તિએ બ્રિટિશ સામ્રાજ્યનું એટલું અહિત નથી કર્યું ને બ્રિટિશ પ્રજાના યશસ્વી નામને એટલું કલંક નથી લગાડયું જેટલું સર માઈકલ ઓડવાયરે કર્યું છે. બાર મુદ્દાઓનું એક ચાર્જશીટ—તહોમતનામું એમણે રજૂ કર્યું અને એ તહોમતનામા માટેના સબળ પુરાવા ને સમર્થનો એમણે સિલસિલાબંધ

બનાવો ને હકીકતો સહ અધિવેશન સમક્ષ ધર્યાં આવો જ જોરદાર કેસ એમણે ખિલાફતના અન્યાયો અંગે રજૂ કર્યો અને રાષ્ટ્રના અંતરાત્માને સજાગ થવા હાકલ કરી. પ્રથમ વિશ્વયુદ્ધને અંતે જન્મેલી ' લીગ ઑફ નેશન્સ '—રાષ્ટ્રસંઘ વિશે ઉલ્લેખ કરતાં એમણે ઉમેર્યું, " રાષ્ટ્રસંઘ દ્વારા પ્રજાઓ કે રાષ્ટ્રોમાં કોઈ નવીન યુગના શ્રીગણેશ મંડાશે એવો ભ્રમ સેવવાને કારણુ નથી. સજ્જનો, રાષ્ટ્રસંઘ એક નિરર્થક સંસ્થા છે, કારણુ એ ઇંગ્લૅન્ડ ને ફ્રાન્સનું રમકડું છે. "

અધિવેશનમાં ગાંધીજીનો અસહકારનો કાર્યક્રમ બહુમતીથી સ્વીકારાયો, છતાં લજપતરાયના ગળે એ સર્વાંશે ઊતર્યો નહીં. અસહકારના સિદ્ધાન્ત સાથે પોતે સર્વાંશે સંમત હતા. એક રીતે જોઈએ તો કલકત્તાના કાર્યક્રમમાં એમને કોઈ દોષ કે ત્રુટિ નજરે પડતી નહોતી. એમને લાગતું હતું કે રાજભક્તો સરકારી ઇલકાબો કે માનચાંદનો ત્યાગ નહીં કરે છતાં આ માનઅકરામ તો પ્રજાની નજરમાં ઊતરી જાય તેય એમને મન ઓછા મહત્ત્વની વાત નહોતી. એ એમ પણુ માનતા કે વકીલોની એક મોટી સંખ્યા ન્યાયાલયોનો બહિષ્કાર કરે તો એથી જનસાધારણને કોઈ હાનિ પહોંચશે નહીં, બલ્કે કંઈક લાભ થશે. એમનો પોતાનો વિચાર પુનઃ વકીલાત કરવાનો નહોતો, કારણુ પોતાના અનુભવથી એ સારી રીતે સમજતા હતા કે બ્રિટિશ ન્યાયપ્રણાલીએ ભારતની જનતાને ભયાનક હાનિ પહોંચાડી છે. ગાંધીજીના કાર્યક્રમમાં સમાવેશ કરવામાં આવેલો ધારાસભાનો બહિષ્કાર દાસ આદિ રાષ્ટ્રવાદીઓને ખટકતો હતો. પણુ આ કાર્યક્રમના પિતા લાલાજી હતા ને ગાંધીજીએ એને અપનાવેલો હતો. આ બધામાં એમને પરિવર્તનની કોઈ આવશ્યકતા જણાતી નહોતી. હા, શિક્ષણના બહિષ્કારની બાબતમાં એ સહમત થઈ શકતા નહોતા. પોતે જીવનભર રાષ્ટ્રીય શિક્ષણુના પુરસ્કર્તા

ને પ્રણેતા રહ્યા હતા. એમણે આ વિષય પર ઠીક ઊંડાણથી વિચાર કર્યો હતો ને જનમતને પોતાની સાથે લેવા યત્ન કર્યો હતો. રાષ્ટ્રીય શિક્ષણ માટે એમણે પોતે સ્થાપેલી સંસ્થાઓમાંય એમને સમજાતું હતું કે એય પોતાના આદર્શોથી વિપરીત ચાલતી હતી. એ બરાબર સમજતા હતા કે અશુદ્ધ શિક્ષણપ્રણાલી જનસાધારણ માટે અહિતકર પુરવાર થઈ રહી છે છતાં સાથોસાથ એમને લાગતું હતું કે શિક્ષણનો બહિષ્કાર કરવા માત્રથી સમસ્યા ઊકલી શકશે નહીં. આ કાર્યક્રમની સમયની દૃષ્ટિએ ઉપયોગિતા વિશેય એ સાશંક હતા. જનસાધારણનો એના વિશેનો ઉમળકો કે સાનુકૂળ પ્રત્યાઘાત વિશેય એમનું મન માનતું નહોતું એટલે એ એકદમ આંદોલનમાં કૂદી પડ્યા નહીં. આમ છતાં જે લોકોએ સઉત્સાહ એમાં ઝંપલાવ્યું તેમની નિન્દા કે ટીકાથીય એ વેગળા રહ્યા. એમનું વલણ આ શબ્દોમાં રજૂ થાય છે: "આંદોલનની પ્રગતિમાં હું કોઈ પ્રકારે વિઘ્ન નાખીશ નહીં. હું સર્વ રીતે એની સફળતા પ્રાર્થું છું અને આપ જો જનસાધારણને આપના કાર્યક્રમમાં સહમત કરી શકશો તો હું પણ આપનો સમર્થક બની જઈશ."

એક બીજી વાત પણ લજપતરાયના મનમાં સ્પષ્ટ હતી કે ગાંધીજી કહેતા હતા તેમ એક વરસમાં સ્વરાજપ્રાપ્તિનાં કોઈ ચિહ્ન એમને દૃષ્ટિગોચર થતાં નહોતાં. એ એવા આશાવાદીઓમાંના એક નહોતા જે એવું માનતા કે કલકત્તા કૉંગ્રેસે ઠરાવેલો કાર્યક્રમ એક વર્ષ પૂરજોશથી અમલમાં મૂકીએ તો સરકારી મશીન અટકી જશે અને અંગ્રેજી રાજ્ય નષ્ટભ્રષ્ટ થઈ જશે. લાલાજી સમજતા હતા કે સ્વરાજસંઘર્ષ દીર્ઘ અને કઠોર નીવડે જ અને કલકત્તાનો કાર્યક્રમ તૈયારીરૂપે સમજવો જોઈએ.

કલકત્તા પાછા ફરી લાલાજી ચુપચાપ પોતાના પૂર્વયોજિત

કાર્યમાં મશગૂલ થઈ ગયા. એક બાજુ પોતાના ઉર્દૂ દૈનિક "વંદેમાતરમ્"ને સધ્ધર બનાવવામાં પડ્યા તો બીજી બાજુ ટિળક રાજનૈતિક વિદ્યાલયની યોજનાને વ્યાવહારિક રૂપ આપવામાં પ્રવૃત્ત થયા. વિદ્યાલય માટે ધનસંગ્રહ એક કાર્ય ને એની શિષ્ય-શિક્ષણ-વ્યવસ્થા બીજું કાર્ય. લાલાજીએ વિચાર્યું કે અસહકારને કારણે વિદ્યાલયોનો બહિષ્કાર કરનાર થોડાક નવયુવકોને આ વિદ્યાલયમાં આકર્ષી સઘન રાજનૈતિક શિક્ષણ આપવું.

લાલાજી અસહકારની બાબતમાં "તેલ જુઓ, તેલની ધાર જુઓ" જેવી "રાહ જુઓ"ની નીતિ અપનાવતા હતા એટલે એ આંદોલને પંજાબમાં વેગ પકડ્યો નહીં. મહાત્માજી પંજાબના પ્રવાસે આવ્યા ત્યારે નવજુવાનોએ તાત્કાલિક શાળાકૉલેજનો ત્યાગ કર્યો પણ થોડા દિવસોમાં એમાંનો મોટો ભાગ પાછો જોડાઈ ગયો. દરમિયાન નાગપુરમાં અખિલ ભારતીય વિદ્યાર્થીસંમેલનનું અધિવેશન યોજાઈ રહ્યું હતું ને લજપતરાયને એ અધિવેશનના પ્રમુખ થવા નિમંત્રણ મળ્યું. પ્રમુખપદેથી ભાષણ આપતાં એમણે જણાવ્યું કે "બધીય આર્ટ્સ અને લૉની કૉલેજો બંધ થાય તો મને પસંદ પડશે." આ વિચારની સ્પષ્ટતા કરતાં એમણે ઉમેર્યું કે "વકીલાત-ની કૉલેજોનો તત્કાળ ત્યાગ કરવો; મેડિકલ, એન્જિનિયરિંગ તથા ટેકનિકલ કૉલેજો કદીય છોડવી નહીં; જ્યારે આર્ટ્સ કૉલેજની બાબતમાં વિચારણા કરી નક્કી કરવું. તમને વાસ્તવમાં એમ લાગતું હોય કે કર્તવ્યપાલન કે માતૃભૂમિના કોલની દૃષ્ટિએ આર્ટ્સ કૉલેજ છોડવી તો ખસૂસ એમ કરવું પણ કદીય એવો ભ્રમ નહીં સેવશો કે વિકલ્પીય શિક્ષણની વ્યવસ્થા માટે તુરતાતુરત રાષ્ટ્રીય મહાવિદ્યાલયોની સ્થાપના થઈ જશે. એ બાબતમાં સામાન્ય સર્વસંમતિ પ્રવર્તે છે કે ચાલુ શિક્ષણપ્રણાલી નોકરશાહીને મજબૂત કરે છે અને આપણે આ ક્ષેત્રમાં કંઈક કરવું

જોઈ એ. એ વાત પણ સ્વીકાર્ય છે કે રાષ્ટ્રીય મહાવિદ્યાલયો સ્થાપવામાં આપણા સૌની જવાબદારી છે. છતાંયે પ્રશ્ન એ ઊઠે છે કે હાલ તુરત આપણી સમગ્ર તાકાત આવાં શિક્ષણધામો ઊભાં કરવામાં કેન્દ્રિત કરીએ તો એ સમસ્ત દેશ માટે હાલ આવશ્યક એવા મહત્ત્વના રાજનૈતિક પ્રચાર તરફ ઉદાસીનતા સેવવા જેવું લેખાશે કે કેમ ? "

અસહકારમાં સામેલ થયેલો વિદ્યાર્થી શું કરી શકે તેનો ઉત્તર આપતાં લાલાજીએ કહ્યું, "કાર્યનું વિશાળ ક્ષેત્ર આપણી સામે પડેલું છેઃ રાષ્ટ્રને સંગઠિત કરવાનું, એના ઉદ્યોગધંધા પુનર્જીવિત કરવાનું, અરે ! દેશદ્રોહી બન્યા સિવાય પ્રતિષ્ઠાપૂર્વક રોટલો ઉપાર્જિત કરવાનું." આગળ જતાં એમણે ઉમેર્યું કે "મહાત્મા ગાંધીએ જણાવ્યા મુજબ આપણે ગ્રામપ્રદેશોમાં પહોંચી સડકો બનાવવી જોઈએ, કારણ એક પ્રમાનદાર, સ્વતંત્ર, દેશપ્રેમી સડક બનાવનાર મજદૂર ડેપ્યુટી કલેક્ટરથી કોઈ રીતે ઊતરતો નથી ! હું ઇચ્છું છું આ રાષ્ટ્રના નવયુવકો ગામ, કારખાનાં કે મિલમાં પહોંચી પોતાના હાથે કામ કરે અને પોતાની સાથે એવા અભણ ભાઈઓને પ્રોત્સાહિત કરે."

લાલાજીના આ ચેતવણીસૂર સંમેલનને અસરકારક નીવડ્યા નહીં અને સરકાર સાથે સંબંધિત સર્વ વિદ્યાલયોનો બહિષ્કાર પોકારાયો. તેમ છતાં નાગપુરના કોંગ્રેસ-અધિવેશનમાં આની પુનર્વિચારણા થઈ અને સોળ વરસથી ઉપરના વિદ્યાર્થીઓ પૂરતી આ હાલક મર્યાદિત રહી, એમ જ સંસ્થાના સંચાલકોને રાષ્ટ્રીયકરણ પ્રતિ આવશ્યક કામગીરી હાથ ધરવા હાકલ કરી. લાલાજી એ વાતથી સંતુષ્ટ થયા કે સોળ વર્ષ નીચેનાં અણસમજુ બાળકોને બાતલ કરાયાં. નાગપુરના અધિવેશનમાં ઉભય પક્ષે સમાધાનકારી સૂર ને વલણ દાખવ્યાં. સી. આર. દાસે કાઉન્સિલના

બહિષ્કારની વાત સ્વીકારી અસહકારના કાર્યક્રમમાં સંમતિસૂર પુરાવ્યો. ખૂબી તો એ રહી અસહકારનો ઠરાવ શ્રી દાસે મૂકયો ને લાલાજીએ એનું અનુમોદન કર્યું. કોંગ્રેસના ઇતિહાસકારે આ સુમેળયુક્ત સુયોગનું વર્ણન આ શબ્દોમાં કર્યું છે :

" કલકત્તામાં અસહકારનું સ્ટૂલ એકપાયી હતું. નાગપુરમાં એ ઠીક ચારપાયી બન્યું. ગાંધી, નહેરુ, દાસ તથા લાલાજી સૌએ એનું સમર્થન કર્યું. "

અસહકારના ઉપરોક્ત પ્રસ્તાવ ઉપરાંત લાલાજીએ કોંગ્રેસના ધ્યેયમાં પરિવર્તનશીલ એક બીજો પ્રસ્તાવ પેશ કર્યો. સને ૧૯૦૮થી બ્રિટિશ સામ્રાજ્ય પ્રતિ વિશ્વાસ પ્રદર્શિત કર્યા સિવાય કોંગ્રેસનું સભ્યપદ કોઈને પ્રાપ્ત થતું નહીં. ગાંધીજીએ ધ્યેયપરિવર્તનનો લાલાજીસૂચિત પ્રસ્તાવ રજૂ કર્યો, લાલાજીએ સમર્થન કર્યું ને કોંગ્રેસે મંજૂરીની મહોર મારી. અત્યારપર્યંત ' બંધારણીય સાધનો દ્વારા બ્રિટિશ સામ્રાજ્યને અંતર્ગત જવાબદાર શાસન પ્રાપ્ત કરવાનું ' ધ્યેય હતું તેને સ્થાને " શાંતિમય અને ઉચિત ઉપાયો દ્વારા સ્વરાજપ્રાપ્તિ 'નું નવું ધ્યેય સ્વીકારાયું. એક ઓજસ્વી વ્યાખ્યાનમાં ધ્યેયબદલીનું સમર્થન કરતાં એમણે સ્પષ્ટીકરણ કર્યું કે ધ્યેયપરિવર્તનનો અર્થ અંગ્રેજો સાથે સબંધવિચ્છેદ કદીય સમજવો ન ઘટે. ભારતવાસીઓની ઇચ્છા હોય તો સ્વેચ્છાએ ને પોતાની શરતો પર અંગ્રેજો સાથેનો સંબંધ ટકાવી શકાય છે.

નાગપુરથી પાછા ફરતાં જ લાલાજી ગંભીરતાપૂર્વક નવા કાર્યમાં ડૂબી ગયા. સૌ પ્રથમ એમણે વિદ્યાર્થીઓનું પ્રાંતીય અધિવેશન ભર્યું. પરિણામે કોંગ્રેસનો સંદેશો ગામેગામ પહોંચાડે તેવા વિદ્યાર્થીકાર્યકર્તા એમને પ્રાપ્ત થયા. એમની તાલીમ માટે એક આશ્રમ

ખોલ્યો ને એમ કૉંગ્રેસના ઠરાવનો અમલ શરૂ થયો લાલાજીના પ્રયત્ને અસહકારમા સામેલ થનાર વકીલોની સખ્યા વધી યોગ્માન્ય સ્વરાજ્ય ફડ માટે અનુકૂળ વાતાવરણ વિદ્યાર્થીસેનાએ જમાવ્યુ, અને ભારે પરિશ્રમપૂર્વક પજાબનો નવ લાખનો હિસ્સો લાલાજીએ એકત્રિત કર્યો. આ દિવસોમા લાહોર મ્યુનિસિપાલિટીની ચૂટણીમા કૉંગ્રેસી ઉમેદવારો લાલાજીએ ઊભા કર્યા ને લગભગ બધી જ બિનમુસ્લિમ બેઠકો કબજે કરી કૉલેજ છોડનાર વિદ્યાર્થીઓ માટે એમણે એક રાષ્ટ્રીય મહાવિદ્યાલય શરૂ કર્યું લાલાજી એના નિર્માતા બન્યા અને એ મહાવિદ્યાલય દ્વારા પદવીદાન શરૂ કર્યું તેમણે પોતાના પિતાના નામની શાળાનુ રાષ્ટ્રીયકરણ કર્યું ને એમ અસહકારનો ઝડો પજાબમા લહેરાવ્યો



## પ્રકરણ ૧૯

## બંદીવાન

સવિનય કાનૂનભગની ગાધીજીની યોજના પ્રતિ સૌનો ઉત્સાહ વધી ગયો નવેમ્બર, ૧૯૨૧ સુધીમા સરકાર અને કૉંગ્રેસ ઉભય પક્ષ સજ્જ થઈ ગયા લૉર્ડ રીડિંગ જોરપૂર્વક લડતને દબાવી દેવા માગતા હતા પણ પડિત માલવીય ને સર શકરન સમાધાન માટે મથતા હતા ગાધીજી ને વાઇસરૉયની મુલાકાત યોજાઈ પણ એ નિષ્ફળ નીવડી એટલે ઉભય પક્ષ મુકાબલાની રાહ જોવા લાગ્યા સરકારે દમનપજો તત્કાળ ઉગામ્યો નહી, કારણ ડ્યુક

ઑફ કૉનોટ ભારતની મુલાકાતે આવતા હતા એમનો ઉગ્ર બહિષ્કાર થાય તે જોવા સરકાર તૈયાર નહોતી, જ્યારે સવિનય કાનૂનભંગના હિસાબે એ બહિષ્કારને સંપૂર્ણ બનાવવા કૉંગ્રેસ મથતી હતી.

દરમિયાન સરકારે અલી-ભાઈઓને ગિરફતાર કરી પોતાની તાકાતપ્રદર્શનના શ્રીગણેશ કર્યા. ત્યાં મુંબઈમાં ડ્યુક ઑફ કૉનોટના આગમનના બહિષ્કારમાં જોડાવાની ના પાડનાર કેટલાક પારસીઓ પર જનસમૂહનો કોપ ઊતરી પડયો. અશાંતિનું વાતાવરણ સર્જાયું. મહાત્માજીએ ઉપવાસ આદર્યા ને લાલાજી સહિત સર્વ સર્વોચ્ચ નેતાઓ મુંબઈ પહોંચ્યા. પરિસ્થિતિ તત્કાળ કાબૂમાં આવી, છતાં અહિંસા ને શાંતિની જાળવણી અર્થે કૉંગ્રેસે પોતાની પ્રતિજ્ઞા વધુ કડક બનાવી. કોઈ પણ કૉંગ્રેસ કમિટી વર્કિંગ કમિટીની સૂચના સિવાય આંદોલન શરૂ ન કરે તેવી કડક સૂચના અપાઈ.

લાહોર પાછા ફરી લાલાજી મુંબઈના નિર્ણયને અમલી બનાવવાની પ્રવૃત્તિમાં પડયા. તે માટે કૉંગ્રેસ સમિતિની સભા એમણે બોલાવી. દરમિયાન એમને સમાચાર મળ્યા કે કોઈ પણ પળે એમની ગિરફતારી થશે, એટલે ગાંધીજીની સલાહ લેવા એમણે શ્રી અલ્ગુરાય શાસ્ત્રીને અમદાવાદ મોકલ્યા. ગાંધીજીએ સંક્ષિપ્ત સંદેશ આપતાં જણાવ્યું, "લાલાજી ન તો ગિરફતારી ટાળવા પ્રયત્ન કરે, ન તો વહોરવા." દરમિયાન બીજી ડિસેમ્બરના રોજ પ્રાંતીય કૉંગ્રેસ સમિતિની સભા પર પંજાબ સરકારે સને ૧૯૦૮નો વિદ્રોહાત્મક સભાઓવાળો કાનૂન લાગુ કરી દીધો, ને સભાનું કામ આટોપાવાની તૈયારીમાં હતું ત્યાં ડેપ્યુટી કમિશનર મેજર ફેરારે જાતે હાજર થઈ જાહેર કર્યું, "હું આ સભાને સાર્વજનિક સભા જાહેર કરું છું અને એને વિખેરી નાખવા આજ્ઞા કરું છું."

પ્રત્યુત્તરમાં લાલાજી મક્કમ સ્વરે બોલ્યા, "હું જાહેર કરું

છુ કે આ સભા સાર્વજનિક નથી એટને એને બરખાસ્ત કરવાનો હુ ઇન્કાર કરુ છુ ”

તત્કાળ લાલાજીને ગિરફતાર કરવાની પોલીસને આજ્ઞા થઈ અને શ્રી સન્તનમ તથા શ્રી મલિકનાન ખા સહિત લાલાજીની ધરપકડ થઈ ખૂબી તો એ રહી કે એમને પોલીસથાણાએ કે જેલમા લઈ જવાને બદલે તાર ઑફિસમા લઈ ગયા ત્રણ કલાક એમને ત્યા પોલીસપહેરા હેઠળ રાખ્યા પછી એક મેજિસ્ટ્રેટે આવી એમને રિમાન્ડ પર મુકવાની જાહેરાત કરી અને પછી સેન્ટ્રલ જેલ ભેગા કર્યા સરકારને કદાચ ભય હશે કે ગિરફતારીને કારણે અશાતિ જન્મશે પણ પ્રજા શાત રહી ને સરકારને મન મૂઝવનાર સવાલ ગિરફતારીને વાજબી ઠેરવતી કાયદાની કલમ બની સાતમી ડિસેમ્બરે એમને ન્યાયકચેરીમા લઈ જઈ પુન રિમાન્ડ કર્યા તેરમી ડિસેમ્બરે લાલાજી જેવા ન્યાયકચેરીમા પ્રવેશ્યા તેવા જ મેજિસ્ટ્રેટે જાહેર કર્યું કે સન ૧૯૧૧ના દસમા કાયદાની છઠ્ઠી કલમ હેઠળ એમના પર કામ ચલાવવામા આવશે ઓગણીસ ડિસેમ્બરે લાલાજીને પોતાનો બચાવ રજૂ કરવા મેજિસ્ટ્રેટે જણાવ્યુ તો લાલાજીએ સત્યાગ્રહી તરીકે એટલુ જ જણાવ્યુ કે મારે કઈ કહેવાનુ નથી ન્યાયનુ બાળીનુ નાટક પતી ગયુ અગલે લાલાજીએ એક નિવેદન કર્યું કે “સમસ્ત કાર્યવાહી ગેરકાનૂની છે સભાને સાર્વજનિક જણાવી એને બરખાસ્ત કરવાની સૂચના ડેપ્યુટી કમિશનરે આપી છે, જિલ્લા મેજિસ્ટ્રેટે નહીં, અને મેજિસ્ટ્રેટે એ સભાને નિષિદ્ધ કે ગેરકાનૂની જાહેર કરી નથી પરિણામે સમગ્ર કાર્યવાહી આદિથી અત સુધી ગેરકાનૂની રહી છે ” સરકારી વકીલે આ વિધાન સામે વાધો ઉઠાવ્યો એટલે લાલાજી ગર્જ્યા, “શ્રીમાન હર્બર્ટ, મેજર ગરના રૂપમા આ નગર પાશવી બળનો અવતાર છે ” સરકારી વકીલે આ

શબ્દો નોંધમાંથી રદ કરવા વિનંતી કરી; જજે એ માન્ય કરી. લાલાજીએ ઉમેર્યું કે પોતાની ચાળીસ વરસની વકીલ તરીકેની કારકિર્દીમાં આવી સાક્ષીઉક્તિ રદબાતલ કરવાનો કોઈ કાનૂની ટેકો પોતે જોયો નથી.

મૅજિસ્ટ્રેટે કહ્યું, "આવું વક્તવ્ય હું સાંભળી શકું તેમ નથી."

લાલાજીએ કહ્યું, "તો હું બેસી જાઉં છું."

સાતમી જાન્યુઆરીએ મૅજિસ્ટ્રેટે ચુકાદો આપ્યો. એક કલમ હેઠળ એક વરસની સખત કેદની સજા ને બીજી કલમ હેઠળ ૭ માસ કારાવાસ ને ૫૦૦નો દંડ. ગિરફતારી, મુકદ્દમો તથા દંડ બહુ જ વિચિત્રતાપૂર્ણ હતાં. આ વિચિત્રતાની જાહેરાત દેશ બહાર ઇંગ્લૅન્ડનાં 'માન્ચેસ્ટર ગાર્ડિઅન', 'નેશન' વગેરે છાપાંમાં ય થઈ. એમના માંડલેનિર્વાસનની માફક આ સજાએ ય ચકચાર જગાવી. આ ચકચારે સરકારને જગવી, એ વચ્ચે પડી અને એમની બીજી સજા રદ કરી. પહેલી સજાની બાબતમાં ય એણે કાનૂની સલાહ લીધી અને જાન્યુઆરીના અંત પહેલાં એ પણ માફ થઈ. આ અંગે પ્રસિદ્ધ થયેલી સરકારી યાદીમાં સ્વીકાર કરવામાં આવ્યો કે જે પ્રકારની સભા માટે લાલાજી ને એમના સાથીદારોને ગિરફતાર કરવામાં આવ્યા હતા તે સાર્વજનિક સભા નહોતી અને એટલે રાજદ્રોહી સભાનો કાયદો એમને લાગુ પડી શકે નહીં. આમ પૂરા ૫૯ દિવસ સમ્રાટની પ્રજાના ચાર આગેવાનોએ બિનકાયદેસર સજા ભોગવી!

આ પ્રકરણનો આટલે અંત આવ્યો નહીં. એક નવું નાટક એમાં ઉમેરાયું. પંજાબ સરકારે પોતાના મૅજિસ્ટ્રેટોની ભૂલ સુધારવાનું ઠરાવ્યું પણ લાલાજીને મુક્ત કરવાની એમની ઇચ્છા નહોતી એટલે એમના ત્રણ સાથીઓને મુક્ત કર્યા અને એમને ૩૦મી જાન્યુઆરીની મધરાતે જગાડયા, સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં

લઈ ગયા અને ત્યા છોડી દીધા જેવુ એમણે જેલના દરવાજા બહાર ડગ દીધુ તેવા જ એમને પુન ગિરફતારીનુ વોરટ બનાવ્યુ ૩૦ જાન્યુઆરી, ૧૯૨૨ના હસ્તાક્ષરવાળા લાહોરના જિલ્લા મેજિસ્ટ્રેટ એમ એલ ડેરાગના એ વોરન્ટમા લખ્યુ હતુ કે "૧૯૧૧ના ૧૦મા એક્ટની ૭મી કલમ તથા ૧૪મા એક્ટની ૧૭મી કલમના હિસાબે લાલા લજપતરાય વિરુદ્ધ મુકદ્દમો ચલાવવાનો છે એટલે એમને ગિરફતાર કરી તા ૩૧મી જાન્યુઆરીએ સેન્ટ્રલ જેલમા મારી સમુખ ખડા કરવા "

એમને પુન જેલમા લઈ ગયા ને છેલ્લા બે માસથી જે ઓરડીમા એ રહેતા હતા તેમા જ એમને પાછા પૂરી દીધા કાળી અધારી રાત્રે, એમણે મુક્તિ માણી ન માણી ત્યા તો પુન જેલના દરવાજા એમને સમાવતા બિડાઈ ગયા બીજે દિવસે એમની નાટકીય મુક્તિ ને ગિરફતારીના સમાચાર સસારભરમા પ્રસિદ્ધિ પામ્યા ને સરકારની અનિયમિત કાર્યવાહી વિશેષ ખુલ્લી પડી લાલાજીએ વકીલી ભાષામા એમના પર નવ વેધક પ્રશ્નોની એક પ્રશ્નાવલિ મોકલી આપી તેત્રીસ જાનેવારીએ જિલ્લા મેજિસ્ટ્રેટે એમની વિરુદ્ધ આરોપનામુ ઘડયુ આ આરોપનામુ સાવ લૂલુ હતુ છતા લાલાજીએ કોઈ ખુલાસો કરવાનો ઇન્કાર કર્યો એટલે ન્યાયાધીશે તા ૧૫ જાન્યુઆરીએ કેસનાની તારીખ ઠરાવી પદરમીએ ચુકાદો આપવાને બદલે લાલાજીને લાગુ પાડવાની કલમોમા સુધારો કર્યો પરિણામે ચુકાદો વીસ તારીખ પર મોકૂફ રહ્યો. વીસ તારીખે ચુકાદાને સ્થાને આરોપોનુ પુનર્નિર્માણ થયુ અને નવુ આરોપનામુ લાગુ કર્યું આ પ્રસગે લાલાજીનો ક્રોધ હાથ રહ્યો નહી ને એમણે સરકારી વકીલનો જવાબ આપવા સમય માગ્યો મેજિસ્ટ્રેટ કબૂલ થયા નહી, કારણ એમની આખી કાર્યવાહીમા પર્યાપ્ત ક્ષતિઓ હતી [illegible] કોર્ટમા કર્યું

નિવેદન કર્યું નહીં પણ જાહેર નિવેદન દ્વારા અધિકારીઓના કાનૂની અજ્ઞાનનું પોલ પ્રકાશમાં મૂક્યું. આમ છતાં સરકાર તો લાલાજીને દંડ દેવા નિશ્ચયબદ્ધ હતી એટલે બે વરસના કારાવાસનો ચુકાદો અપાયો.



## પ્રકરણ ૨૦

## જેલજીવન

**જેલપ્રવેશ** પૂર્વે લાલાજીએ જાહેર કર્યું હતું, "તમારા કેદી તરીકે તમારી પાસેથી કોઈ મહેરબાની કે છૂટછાટની હું અપેક્ષા રાખતો નથી. જે કંઈ ખાવાનું આપશો તે હું ખાઈ લઈશ, જે કંઈ કામ સોંપશો તે હું કરીશ." મહાત્મા ગાંધીજીને એમણે લખેલું, "હું બિલકુલ પ્રસન્નચિત્ત અને પ્રફુલ્લિત છું. કોઈ પ્રકારની દાદફરિયાદ હું કરીશ નહીં. આપ વિશ્વાસ રાખજો કે આપના આંદોલનને કોઈ પ્રકારે હું કલંકિત કરીશ નહીં." પંજાબની પ્રજા જોગા સંદેશામાં એમણે પાઠવેલું કે "હું ઈશ્વરનો આભાર માનું છું કે એણે ચાલુ સરકારની કૃપા દ્વારા નૈતિક સાધના કરવાનો મને અવસર આપ્યો. હું પ્રયત્નશીલ છું કે મારા આચરણમાં અહંકાર, મિથ્યાભિમાન, સ્વાર્થ તથા આત્મપ્રશંસાના જે અંશ છે તે કારાવાસજીવનની ભઠ્ઠીમાં ઓગળી જાય ને હું પવિત્ર બની પાછો આવું." આ પ્રકારના ઉત્તમ ભાવથી જેલ પહોંચેલા લાલાજીએ હલકા ખોરાક કે અન્ય

અગવડો માટે લેશમાત્ર દાદફરિયાદ કર્યાં નહીં, અને જેલના નિયમોનું ઠીક પાલન કર્યું. વર્તમાનપત્રની બાબતમાં એમણે અપવાદ કર્યો. વર્તમાનપત્ર વિના દિવસ કાઢવો એમને માટે ભારે મુશ્કેલ હતો, એટલે જેલનિયમની વિરુદ્ધ વર્તમાનપત્ર મેળવવાની ખાનગી ગોઠવણ એમણે કરી અને નિભાવી. આ ગોઠવણમાંય કદીક કશીય ગરબડ કે વિલંબ થાય તો એમને માટે અસહ્ય બનતું.

એમના જેલવાસ પછી થોડા જ દિવસોમાં કોંગ્રેસના કાર્યક્રમમાં અણધાર્યો પલટો આવ્યો. એ જેલ માટે વિદાય થયા ત્યારે સત્યાગ્રહ કે સવિનય કાનૂનભંગ માટે અપ્રતિમ ઉત્સાહ ને જોમ વરતાતાં હતાં. બારડોલીના ખેડૂતો સરદાર વલ્લભભાઈ પટેલની આગેવાની હેઠળ નાકરની લડત માટે કેડ કસતા હતા, ત્યાં મુંબઈ પછી અમદાવાદમાં તોફાનો થયાં, જેની પરાકાષ્ટા પહોંચી ચૌરીચૌરાના હત્યાકાંડમાં. મહાત્માજીનો સમગ્ર આત્મા ખળભળી ઊઠ્યો ને એમણે સત્યાગ્રહને થંભાવી દેવાનો અણકલ્પ્યો નિર્ણય જાહેર કર્યો. મહિનાઓથી સજ્જ થયેલા ને આવતી લડતને આતુરતાથી નિહાળતા સૌએ આમ અચાનક હથિયાર હેઠાં મૂકવાનાં થયાં તેથી ભારે આંચકો ને આઘાત અનુભવ્યા. કરોડ જેટલા રૂપિયા ટિળકફંડમાં જમા થયા હતા, વીસ હજાર જેટલા રાષ્ટ્રપ્રેમીઓ જેલ ભેગા થયા હતા, હરેક પ્રાન્તના નેતાઓને ય સરકારે જેલની હવા ખાતા કરી દીધા હતા ને હવે સત્યાગ્રહબંધીની વાતે ઘણા બધાના દિલમાં નિરાશા ને ક્રોધ વ્યાપ્યાં. લાલાજી તો પૂરેપૂરા કોપી ઊઠ્યા ને મહાત્માજીની આ આત્મહત્યા (હારાકારી) પર એ ઊકળી ઊઠ્યા. એમણે એમના છૂપા માર્ગે ગાંધીજી પર એક લાંબો પત્ર મોકલી આપ્યો. એ પત્રમાં ગાંધીજીના નિર્ણયની તીવ્ર આલોચના હતી, અને ભાગોબાર

રોષ હતો. આના પ્રત્યાઘાત રૂપે મોતીલાલ નહેરુ, ચિત્તરંજન દાસ વગેરેએ મુક્તિ બાદ ધારાસભાપ્રવેશ માટે 'સ્વરાજ-દળ'ની સ્થાપના વિચારી. લાલાજીએ જેલમાં બેઠાં બેઠાં એમાં સંમતિ પુરાવી અને એને સર્વ રીતે ટેકો આપ્યો.

આ જેલનિવાસ દરમિયાન લાલાજીના મનમાં લક્ષ્મી વીમા કંપની સ્થાપવાનો ખ્યાલ જન્મ્યો, જે મુક્તિ બાદ એમણે તરત જ અમલમાં મૂક્યો. કારાવાસના આ કાળમાં એમના ગ્રન્થોની ત્રીજી હારમાળા રચાઈ. એમને પુસ્તકપ્રાપ્તિની છૂટ હતી. એનો સદુપયોગ કરી એમણે 'ભારતીય રાજનીતિની બારાખડી', 'પ્રાચીન ભારતવર્ષનો ઇતિહાસ', 'સમ્રાટ અશોક' તથા 'છત્રપતિ શિવાજી'નું નવીન સંશોધનયુક્ત સંસ્કરણ – એ પુસ્તકો તૈયાર કર્યાં. પ્રથમ પુસ્તકમાં ભારતીય રાજનીતિના મૂળભૂત સિદ્ધાન્તોની છણાવટ કરી સમાજશાસ્ત્ર સાથેના એના ગાઢ સંબંધને સ્પષ્ટ કરવાનો એમણે પ્રયાસ કર્યો. 'પ્રાચીન ભારતવર્ષનો ઇતિહાસ' નામના છસો પાનના દળદાર ગ્રંથમાં ઉર્દૂવાચકો માટે એમણે ઇન્ડો-આર્યન સંસ્કૃતિનું પૂર્ણ ચિત્ર પેશ કરવા યત્ન કર્યો. એના પરિશિષ્ટમાં આર્યસંસ્કૃતિનું પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથેનું તુલનાત્મક ચિત્ર રજૂ કરી એવી અભિલાષા દર્શાવી કે માનવી હવે આ ઉભયમાંથી એક એવી સંસ્કૃતિ રચશે જેમાં ઉભયના શ્રેષ્ઠ અવયવોનું સુંદર સંમિશ્રણ તથા સમન્વય હશે. આ પુસ્તક એમણે પોતાના પિતા અને ઇતિહાસનો રસાસ્વાદ ચખાડનાર ગુરુ મુનશી રાધાકૃષ્ણને અર્પણ કર્યું, કારણ લાલાજી આ પુસ્તકમાં પ્રવૃત્ત હતા ત્યારે જ એમના પિતાનો દુ:ખદ સ્વર્ગવાસ સને ૧૯૨૩માં થયો. પિતા પ્રત્યે એમને એટલાં મમતા ને પ્રેમ હતાં કે એમની અંતિમ ઘડીએ એમની પથારી નજદીક પોતે ન રહી શક્યા તેનો અફસોસ એમના દિલમાં કાયમ વસી ગયો. 'સમ્રાટ અશોક'

નામનો બીજો ગ્રંથ મહારાજ અશોકનું નણસો પાનનું જીવનચરિત્ર રજૂ કરતો હતો વીસમી સદીના પ્રારંભમાં ઉપલબ્ધ થયેલી સઘળી સંશોધનાત્મક સામગ્રી એમણે આ પુસ્તકમાં આવરી લીધી હતી અશોકની ધર્મભાવનાનું નિરૂપણ કરતા પોતાના ખ્યાલોમાં એ ડોકિયું કરાવી જાય છે એવા આત્મનક્ષી નિરૂપણોમાનું એક અહીં ઉદ્ધૃત કર્યું છે, કારણ એમની ઈશ્વર અંગેની માન્યતાનું એ દ્યોતક છે લાલાજી લખે છે, "અતિ સુદૂર સ્થાન પર બિરાજમાન રહી દિનગત માનવજાતિ પર શાસન કરનાર એવા ઈશ્વરના અસ્તિત્વમાં મને વિશ્વાસ નથી, જે સર્વ શક્તિમાન, ન્યાયકારી તથા દયાળુ હોવા ઉપરાંત સંસાર સમગ્રનો સંહારકર્તા કે દંડદાતા હોય હા, મને અવશ્ય એવી એક વિભૂતિના અસ્તિત્વમાં વિશ્વાસ છે જે સૃષ્ટિનું અંતિમ કારણ છે, પરંતુ જેની કોઈ વ્યાખ્યા કરી શકતું નથી આ પરબ્રહ્મ શક્તિને ન તો કોઈ જાણે છે કે જાણી શકે છે વેદો કે ઉપનિષદોનું 'નેતિ નેતિ'નું વર્ણન એક ગહન સત્ય છે"

આધ્યાત્મિકતાનું નિરૂપણ કરતા એ જણાવે છે, "આધ્યાત્મિક પૂર્ણતાનો અર્થ એ નથી કે જગતમાં રામી રામનામ કે અલ્લાહની માળા જપવી અથવા વેદમંત્રોનો ઉચ્ચાર કર્યા કરવો કે મંદિરમા સતત ઘંટાનાદ કરવો સર્વોચ્ચ આધ્યાત્મિકતાના અધિકારીઓ તો એ મહાનુભાવો છે જેમણે પોતાની સર્જક શક્તિઓનો સર્વોત્તમ વિકાસ કરી જગતના સૌંદર્યમાં વૃદ્ધિ કરી છે આમ જેમણે પોતાનું જીવન સૌંદર્યમય બનાવ્યું છે અને જે પોતાની ચારેકોર સૌંદર્યવર્ષા કરે છે, તેમનું જ જીવન ધન્ય છે"

આગળ ચાલતા એ ઉમેરે છે, "નિવૃત્તિ દ્વારા જીવનનો અંત આણવો એ રચનાત્મક સૌંદર્યથી વિરુદ્ધની ગતિ છે યથાસમયના મૃત્યુનાય એક પ્રકારનું સૌંદર્ય છે મારે માટે પરલોક અથવા

પુનર્જન્મને માનવું કે ન માનવું આવશ્યક નથી, પણ વર્તમાન જીવન પ્રતિ હું ઉદાસીનતા સેવી શકતો નથી. હું એ વાતનો કદાપિ સ્વીકાર કરી શકતો નથી કે ભાવિ જીવનને કાજે વર્તમાન જીવનને અર્થહીન બનાવવું."

આ કાળનું એમનું ચોથું પુષ્પ 'શિવાજી'. પચીસ વર્ષ પહેલાં એમણે છત્રપતિ શિવાજી વિશે પુસ્તક લખેલું પણ દરમિયાન શિવાજી વિશે અનેક સંશોધનો ને પુસ્તકો બહાર પડયાં હતાં. એ સૌના સંદર્ભમાં 'શિવાજી'ના આ સંસ્કરણની પ્રસ્તાવનામાં એમણે જણાવ્યું કે હિન્દુ રાષ્ટ્રીયતાના પ્રભાવ હેઠળ તરુણાવસ્થામાં મેં જે કંઈ લખ્યું હતું તે મને આજે વિશ્વસનીય લાગતું નથી. લાલાજીની દૃષ્ટિમાં શિવાજી રાષ્ટ્રનિર્માતા નહોતા, એક સામ્રાજ્યનિર્માતા હતા. એમનું શાસન સ્વરાજ્ય કે જનતાનું શાસન નહોતું. એમનું મંત્રીમંડળ સર્વસામાન્ય નોકરશાહી મશીનના ખીલા હતા, જેનો ઉપયોગ નિરંકુશ શાસન અર્થે થતો હતો. લાલાજી શિવાજીના સાચા તથા મહાન પ્રસંશક હોવા છતાં એમને 'સ્વતંત્રતાના સૈનિક' કહેવા એ ખાસ તૈયાર નહોતા. લાલાજીની દૃષ્ટિએ મહાપુરુષોને ત્રણ શ્રેણીમાં વહેંચી શકાય. સર્વોચ્ચ શ્રેણીમાં બુદ્ધ અને શંકરાચાર્ય જેવા મહાપુરુષો આવે જેમણે અંગત સ્વાર્થને સદંતર ત્યજી પરોપકારાર્થે જીવન વિતાવ્યું. કનિષ્ઠ શ્રેણીમાં આવે તૈમુર, ચંગીઝખાન જેવા લોકો જેમણે સ્વાર્થ ને મહાત્ત્વાકાંક્ષાને કારણે ભારે અત્યાચાર આદર્યા. મધ્યમ શ્રેણીમાં આવે શિવાજી જેવા પુરુષો જેમનાં કાર્યોનું પ્રેરણાબળ એમની અંગત મહત્ત્વાકાંક્ષા હોવા છતાં એમાંથી જનતાનું કલ્યાણ પણ સધાયું.

કેદી તરીકે થોડું કામ એમને હિસ્સે આવેલું. થોડાં સપ્તાહ એમણે કાંતણમાં ચિત્ત પરોવવા યત્ન કર્યો પણ એ લાંબું ટક્યું નહીં. સુતળીની ચટાઈ બનાવવાનું એમને ઠીક માફક આવ્યું ને

એમણે નમ્યામધ આની નટાઈ તૈયાર કરી. આવા પોતે તૈયાર કરેલા આસનિયા એ જેલ બહાર લઈ ગયા ને ધનિક મિત્રોને ધન-દાનના બદલામા સ્મૃતિચિહ્ન તરીકે આપ્યા એવા જ બીજા ચોડાક પોતાના દિયોજન દોસ્તોનેય સ્નેહપ્રતીક તરીકે પહોંચતા કર્યા

એ વરસનો કારાવાસ એ તબિયતની દૃષ્ટિએ નાનીસૂની વાત નહોતી, તેમા વધારો કર્યો સત્યાગ્રહની મોકૂફી અને વહાલા પિતાના મૃત્યુએ. એમનુ સ્વાસ્થ્ય ખખડી ગયુ એની દુરસ્તી અર્થે એમને કાગડા ધારીના સ્વાસ્થ્યપ્રદ સ્થાન ધર્મશાળાની જેલમા ખસેડ્યા, તેમ છતા એમની સ્થિતિ ચિતાજનક રહી કારાવાસના આરભમા જ એમના સુવાન સાથી ડૉ ગોપીચદ ભાર્ગવ જોઈ શક્યા કે જેલનુ ખાવાનુ એ પચાવી શકતા નહોતા, અનિદ્રાનુ પ્રાણ ય વધતુ જતુ હતુ અને જીર્ણરોગ શરીરમા ઘર ઘાલતો હતો ધીરે ધીરે સ્થિતિ કથળતી ચાલી, જ્વર એ નિત્યક્રમ જેવો થઈ ગયો જેલના ડૉક્ટરો સ્થિતિ કાબૂમા લઈ શક્યા નહી શરીર ક્ષીણ થવા લાગ્યુ ને ફેફસાની બીમારીનો વહેમ વધતો ચાલ્યો ધારાસભામા એમની શારીરિક સ્થિતિ વિશે પ્રશ્નો પુછાવા લાગ્યા આખરે રાયબહાદુર ડૉ દ્રાબુ કપૂર, ડૉ સિકરી, લેફ્ટેનન્ટ કર્નલ ગ્રીગ વગેરે દાક્તરોએ એમની સપૂર્ણ તપાસ કરી એ નિષ્ણાત મડળીએ વિગતવાર પેશ કરેલા અહેવાલમા જણાવ્યુ કે એમને ફેફસામા ક્ષયના ચિહ્ન છે, એમની પાચનશક્તિ અને ભૂખ ઝડપથી ઘટી ગયા છે, માનસિક ચિતાના લક્ષણ એમના મુખ પર સુસ્પષ્ટ વર્તાય છે, લાહોરની ગરમી એમની શારીરિક અવસ્થાને બૂરી રીતે નષ્ટ કરી રહી છે અહેવાલમા ભારપૂર્વક જણાવવામા આવ્યુ કે જલદીમા જલદી એમને જેલમાથી કાઈ એવા શીતળ સ્થાને ખસેડવા જ્યા એમની દેખરેખ ને ઉપચાર યોગ્ય રીતે ગોઠવાય, અને ચિતા તથા

ઉત્તેજનાથી એમને દૂર રાખી શકાય; કદાચ આ ઉપાયો હાથ ધરવાથી એમની જીવનદોરી લંબાવી શકાય; છે તે જ દશા ચાલુ રહેશે તો એમનો રોગ પાછળથી કોઈના હાથમાં નહીં રહે એ નિઃસંદેહ બાબત છે.

અંતમાં પરિસ્થિતિની ગંભીરતા અને દેશવ્યાપી હાહાકારની સામે સરકારને નમતું જોખવું પડ્યું અને લાલાજીને અધૂરી સજાએ મુક્ત કરવામાં આવ્યા. આમ તો બે વરસની સજાની મુદત એટલે વીસ માસનો કારાવાસ. અઢાર માસ તો વીતી ચૂક્યા હતા છતાં એમના છુટકારાથી પ્રજા સમસ્ત ને એમનાં મગાંસહોદરોએ છુટકારાનો દમ ખેંચ્યો.



## પ્રકરણ ૨૧

## પુનશ્ચ હરિ ૐ

ઉગ્ર બીમારીને કારણે જેલમુક્ત થયેલા લાલાજી લાહોરની ગરમી સહી શકે તેમ નહીં હોવાથી એમને સોલનના શીતલ સ્થાનમાં ખસેડવામાં આવ્યા. શક્તિપ્રાપ્તિના આ સમય-ગાળામાં એમનું ધ્યાન રાજકારણ પ્રતિ દોડ્યું. સંયોગવશાત મોતીલાલ નહેરુ અને મૌલાના આઝાદ પણ સ્વાસ્થ્યપ્રાપ્તિ માટે સોલન આવ્યા એટલે ત્રણેય વચ્ચે વારંવાર વાટાઘાટો ને વાતચીતો ચાલી. મુદ્દાના સવાલ બે હતા—હિન્દુમુસ્લિમ ઐક્ય અને ધારાસભા-પ્રવેશ. સને ૧૯૧૪ની કોંગ્રેસની બેઠક સમયે ઘડી કાઢેલી

હિન્દુમુસ્લિમ સધિના દોરણે સમાધાન થાન તેવુ ન્નુ૮ તૈનાર કરવાની આવશ્યકતા સૌને લાગતી હતી ધારાસભાપ્રવેશ માટે સ્વરાજપક્ષની સ્થાપના તો થઈ ચૂકી હતી પણ જનમતને એ માટે કેળવવાની ઘણી આવશ્યકતા ઊભી હતી જેલમા કેટલેક લાલાજીએ પજાબની ચૂટણીઓને દોરી બિનમુસ્લિમ બેઠકો કબજે કરી હતી આમ તો એ પજાબ કાઉન્સિલના સભ્ય નહોતા પણ પજાબનો સ્વરાજપક્ષ એમની દોરવણી ને માર્ગદર્શન હેઠળ ચાલતો સ્વરાજપક્ષના સામાન્ય નીતિવિષય કાર્યક્રમમા લાલાજીને ગળે નહી ઊતરતી વાત, ધારાસભાઓમા પ્રવેશ કરી એને તોડવાની તેમજ એના કાર્યક્રમમા રુકાવટ નાખવાની તથા અડચણ ઊભી કરવાની બિના હતી સ્વરાજપક્ષની કામગીરી થોડાક સમય નિહાળ્યા પછી એમનુ આ અગેનુ વલણ દઢતર બન્યુ એમને લાગ્યુ કે ધારાસભા બહિષ્કારની નીતિ ત્યજીને ધારાસભા પ્રવેશ કર્યા પછી એ સભાની કાર્યવાહી પ્રત્યે બહિષ્કારાત્મક વલણ અપનાવવુ એ ગેરવાજબી ને અસગત છે

આ વરસની ગયા કોંગ્રેસમા ધારાસભાપ્રવેશ વિશેના ફેરવાદીઓ ને નાફેરવાદીઓના ગજગ્રાહના વિષમ વાદળોના આવરણનો ડર સૌના મન પર સવાર હતો લાલાજીની પોતાના કાર્યક્રમમા સમતિ સવિશેષ ઉપયોગી હોઈ મોતીલાલ એમને અધિવેશન કે દિલ્હીની પ્રારભિક ચર્ચાવિચારણામા સામેલ થવા આગ્રહ કરતા હતા તબિયતને કારણે લાલાજી સોલન છોડી શક્યા નહી પણ અધિવેશનમા સમાધાનસૂત્ર નીકળ્યો અને જેને જેને અતરાત્માનો અવરોધ ન હોય તે સૌને ધારાસભાપ્રવેશની છૂટ મત્તાવાર રીતે અપાઈ લાલાજીની મુક્તિ માટે એમને અભિનદન કરતો ઠરાવ પણ અધિવેશને પસાર કર્યા

સોલન દીર્ઘ સમય પસાર કરી લાલાજી લાહોર આ વ્યા-

પોતાની સંસ્થાઓ, પત્રો ને રાજનૈતિક કાર્યો એ સંભાળવા લાગ્યા પણ તબિયત એટલી જોરાવર નીવડી નહીં ને સૂકા હવામાનની દૃષ્ટિએ કરાંચી સ્થાનફેર કરવાની સલાહ મળી. કરાંચી-ના નિવાસ દરમિયાન મૌલાના મહમદઅલીના પ્રમુખસ્થાને મળેલા કોકોનાડા કોંગ્રેસ અધિવેશન પ્રતિ લાલાજી મીટ માંડી બેઠા. હિન્દુ-મુસ્લિમ સવાલ પર એ અધિવેશનની કામગીરી સવિશેષ ધ્યાનપ્રદ હતી. પ્રમુખ તરીકેના મૌલાનાના વ્યાખ્યાનમાં અછૂતોની હિન્દુ-મુસ્લિમો વચ્ચેની અર્ધાઅર્ધ વહેંચણીનો ઇશારો લાલાજીને બેચેન કરનારો નીવડ્યો ને એમણે કરાંચીથી જ અછૂતોદ્ધારના પ્રશ્નને પ્રાણપ્રશ્ન બનાવવાનું નિવેદન કર્યું. બીજો સવાલ હતો મહાત્માજીની જેલમુક્તિનો. મૌલાનાએ પ્રમુખના વક્તવ્ય પછી જણાવ્યું હતું કે પોતે યરવડાની કૂંચીની શોધમાં છે. આ અંગે પાંચમી ફેબ્રુઆરીએ મધ્યસ્થ ધારાસભામાં પ્રશ્ન ઉઠાવવાનું નક્કી થયું. લાલાજી પોતે દર્શક-પાસ મેળવી ચર્ચા પ્રસંગે હાજર રહેવા ઉત્સુક હતા ત્યાં સવારે જ સમાચાર આવ્યા કે સરકારે ગાંધીજીને મુક્ત કરી દીધા છે.

૧૯૨૫ના પ્રારંભમાં એવાં વિચારચક્રો ગતિમાન થયાં કે લાલાજીએ મધ્યસ્થ ધારાસભાના સભ્ય બનવું ને એમને માટે લાલા દુનીચંદ, રાયજાદા હંસરાજ કે દીવાન ચમનલાલ એ ત્રણ-માંથી એકે ધારાસભાની બેઠક ખાલી કરવી. લાલાજીના મધ્યસ્થ ધારાસભા-પ્રવેશના માર્ગમાં કેટલીક ધારાકીય રુકાવટો હતી. એક એમનો જેલવાસ ને બીજો એમનો દંડ. સરકાર તરફે ગૃહમંત્રી સર એલેક્ઝાંડર મુડીમૅનના ખુલાસાએ પરિસ્થિતિ સ્પષ્ટ કરી એટલે રાયજાદા હંસરાજે પોતાની બેઠકનું રાજીનામું આપ્યું ને પ્રજાને અપીલ કરી કે પોતાને જેમ વિના વિરોધ, વિના ચૂંટણી મોકલી આપેલા તેમ લાલાજીને પણ બિનહરીફ ચૂંટી મોકલવા.

એમણે એવી ય આશા પ્રકટ કરી કે લાલાજી મોતીલાલજીના શ્રેષ્ઠ મિત્ર અને સાચા સહકાર્યકર સિદ્ધ થશે

પેટાચૂંટણીની સરકારી જાહેરાત યથાસમય પ્રસિદ્ધ થઈ ને લાલાજીએ નક્કી થયેલી તારીખે જનધર પહોંચી ઉમેદવારીપત્ર ભર્યું, ને યથાવિધિ એ મંજૂર થતાં લાલાજી મધ્યસ્થ ધારાસભાના સત્તાવાર સભ્ય ડિસેમ્બર માસમાં જાહેર થયા બારમી ડિસેમ્બરના પોતાના પત્ર 'પિપલ'ના અંકમાં લાલાજીએ રાયજાદાનો જાહેર ઋણસ્વીકાર કર્યો રાયજાદાએ રાજીનામું આપતાં જણાવેલું કે મને પંડિત મોતીલાલમાં અપાર શ્રદ્ધા છે અને મારા કાર્યથી પંડિતજીને દુઃખ કે કષ્ટ થાય તો મને દુઃખ થયા સિવાય રહે નહીં લાલાજીએ આ લાગણીને પ્રતિઘોષિત કરતાં જણાવેલું કે પોતે મોતીલાલજીના શ્રેષ્ઠ મિત્ર ને સાચા સાથી પુરવાર થશે આ સમગ્ર કાર્યવાહી દરમિયાન લાલાજી સ્વરાજપક્ષના સત્તાવાર સભ્ય બને તે અંગે કોઈ સુસ્પષ્ટ દરખાસ્ત પેશ થયેલી નહીં કે બેઠક ખાલી કરવામાં એવી કોઈ પૂર્વશરત પણ રખાયેલી નહીં લાલાજી કોંગ્રેસવાદી છે, મોતીલાલના મિત્ર છે એટલે સ્વરાજપક્ષમાં એ જોડાશે એમ ધારી લેવામાં આવ્યું હતું સત્તરમી જાન્યુઆરીના 'પિપલ'ના અંકમાં લાલાજીએ સ્પષ્ટતા કરી, "હું સ્વરાજપક્ષનો સભ્ય નથી મારે એના સભ્ય બનવાની આવશ્યકતા ય નથી, કારણ હું કોંગ્રેસજન છું એટલે વ્યવહારમાં હું સ્વરાજિસ્ટ છું " આ જાહેરાતે સ્વાભાવિક રીતે ખળભળાટ જન્માવ્યો

મધ્યસ્થ ધારાસભામાં શપથવિધિ પ્રસંગેય એમણે પક્ષપ્રવેશ જાહેર કર્યો નહીં કેટલીક બેઠકોમાં હિસ્સો લીધા પછી પચીસ જાન્યુઆરી, ૧૯૨૫ના રોજ લાલાજીએ વિધિસર પક્ષપ્રવેશ સ્વીકાર્યો આ પ્રવેશ પ્રસંગે મોતીલાલજીને સ્પષ્ટતા કરતાં એમણે જણાવેલું કે "મારા પક્ષપ્રવેશને કારણે મારા પત્રોનું નિયંત્રણ પક્ષ દ્વારા

નહીં થાય. એ તો પહેલાંની જેમ સ્વતંત્રરૂપે જ નીકળશે.”
લાલાજીની વિચારધારા નિજી–આગવી વિચારધારા હતી.
રાજગોપાલાચાર્ય જેવા નાફેરવાદીઓ સાથે ધારાસભાપ્રવેશબંધ
અંગે એ સહમત થઈ શકતા નહોતા; મોતીલાલ જેવા ફેરવાદીઓ
સાથે ધારાસભા-અંતરાયની નીતિ અંગે એ સંમતિ દઈ શકતા નહોતા;
એમ જ ધારાસભાપ્રવેશ બાદ પદગ્રહણની નીતિમાં માનનાર જયકર
આદિ સહકારવાદીઓ પ્રતિય એમની રતીભાર સહાનુભૂતિ નહોતી.
નીતિ અંગેના આ પાયાના મતભેદોને કારણે સ્વરાજપક્ષનું નાવ
ડામાડોળ ચાલતું હતું. લાલાજીને એમ પ્રતીત થવા લાગ્યું કે પોતે
અયોગ્ય અવસરે ચૂંટણી સ્વીકારી. તેમાં કાનપુર કોંગ્રેસ પ્રસંગે
મહાત્મા ગાંધી કોંગ્રેસમાંથી ફારગ થઈ રચનાત્મક કાર્યક્રમમાં પ્રવૃત્ત
થયા ને ધારાસભાવાદીઓના હાથમાં દોર આવ્યો. ધારાસભાવાદીઓનેય
સવાલ એ ખડો થયો કે કાર્યક્રમ શો ? માત્ર અવરોધનો અવકાશ
કેટલો ને પદગ્રહણની લાલચમાં લપટાવાય કેમ ? આ દ્વિધામાં
લાલાજીનું મન માલવીય, કેળકર જેવા સહકારવાદીઓ તરફ ઢળતું
હતું; પણ પંજાબના એમના સાથીઓ ને મિત્રોના સતત આગ્રહ
ને સમજાવટને કારણે એ મોતીલાલથી ઝાઝા વિરુદ્ધ થવામાં અચકાતા
હતા; જો કે એમનું દિલ તો અસહકારનું એક જબરદસ્ત આંદોલન
જગાવવા પ્રતિ ઝોક દેતું હતું. આ મથામણમાં લાલાજી
મહારાષ્ટ્રના સબ્યો તેમજ મોતીલાલના સાથીઓ એ બંનેનો વિશ્વાસ
ગુમાવી બેઠા.

દરમિયાન લાલાજીને બ્રહ્મદેશના હિંદુ-સંમેલનના પ્રમુખ બનવાનું
નિમંત્રણ મળ્યું. લાલાજીએ એ સ્વીકાર્યું અને પ્રમુખ તરીકેના
વક્તવ્યમાં કેટલીક સ્પષ્ટ વાતો કહી, જેનો અનુભવ સ્વાતંત્ર્ય
પછીથી દેશને થયો. એમણે જણાવ્યું, “ભારતીયોનો સમય પાકી
ચૂક્યો છે. હવે આ દેશની દૃષ્ટિએ એમની હાજરીની કોઈ

આવશ્યકતા રહી નથી, હવે ભારતવાસીઓનાં સહકાર કે સહાયતા સિવાય બ્રહ્મદેશનો વહીવટ ચલાવી શકાય તેવી સ્થિતિ પેદા થઈ છે. વાસ્તવમાં અંગ્રેજ શાસકો, વ્યાપારીઓ અને કારખાનદારોને તો હર્ષ થશે જો હિંદવાસીઓને બ્રહ્મદેશમાંથી સદંતર દેશનિકાલ કરી શકાય. હું સાફસાફ કહેવા માગું છું કે બ્રહ્મદેશની સમસ્યાઓનો ઉકેલ આ દેશના વાસીઓનાં જ પરમ હિત લક્ષમાં રાખી કરી શકાય. મારી તો ભારતવાસીઓને સલાહ છે કે એ બર્મીઓ સાથે એવા હળીમળી જાય કે એમને ન તો અલગ પ્રતિનિધિત્વ માગવાની જરૂર પડે કે ન તો એમને બર્મીઓ પરદેશી સમજે."

બ્રહ્મદેશથી એ ધારાસભાના દિલ્હી અધિવેશન અર્થે યથાસમય આવી પહોચ્યા અને અધિવેશન દરમિયાન પ્રથમ ટ્રેડ યુનિયન બિલ, રાજનૈતિક કેદીઓ, નિર્વાસિતો તથા રોજગારી વગેરેની ચર્ચામા એમણે સક્રિય હિસ્સો લીધો. ધારાસભાની આ શિયાળુ બેઠક ચાલુ હતી તે દરમિયાન જ માર્ચમાં દિલ્હી મુકામે અખિલ ભારતીય કોંગ્રેસ કમિટીનું અધિવેશન ભરાયું ને એમાં અંદાજપત્ર વિરુદ્ધ મત આપી 'વૉક આઉટ' કરવાનો કાનપુરનો પ્રસ્તાવ સુધારો પામ્યો. નવા આદેશાનુસાર અંદાજપત્ર પેશ થતાં જ 'વૉક આઉટ' કરવાનું ઠર્યું, જે લાલાજીને પસંદ આવ્યું નહીં. દરમિયાન આંતરરાષ્ટ્રીય મજૂર-સંમેલનની જીનીવાની બેઠક માટે ભારત ટ્રેડ યુનિયન કોંગ્રેસે લાલાજીને પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટયા ને સરકારી મંજૂરી મળતાં અધિવેશનમાં ભાગ લેવા લાલાજી યુરોપના પંથે વળ્યા.

## પ્રકરણ ૨૨

# પીડિતોદ્ધાર

**કોંગ્રેસના** કોકોનાડા અધિવેશનના પ્રમુખપદેથી વ્યાખ્યાન આપતાં મૌલાના મહમદઅલીએ એવી દરખાસ્ત રજ કરી કે ભારતના અછૂતોને પચાસ પચાસ ટકાના હિસાબે હિંદુ અને મુસલમાન વચ્ચે વહેંચી લેવા. મૌલાનાના આ પ્રસ્તાવની બાબતમાં નામદાર આગાખાનની આ અંગે આવશ્યક ધન આપવાની તૈયારી હતી. સાથેસાથ તો એમની ગુપ્ત નાણાકીય સહાયને જોરે સંખ્યાબંધ મુસલમાન-પ્રચારકો અછૂતોમાં ધર્મપરિવર્તનના કાર્યમાં પ્રવૃત્ત હતા તે વાત ઉપરના પ્રસ્તાવને કારણે છતી થઈ. લાલાજી આ વાતથી અતિશય દુઃખી થયા; એમનું મન ક્ષુભિત થયું ને ગુરુ ગોવિન્દસિંહના શુભ જન્મદિને પ્રાતઃકાળે એમણે કરાંચીથી ઘોષણા કરી કે છૂતાછૂતના નિવારણ અર્થે પોતે પોતાની સારી તાકાત કામે લગાવશે. આ મુદ્દા પર એક લંબાણયુક્ત અખબારી નિવેદન એમણે પ્રકાશિત કર્યું. આ નિવેદને દેશભરનાં આગેવાનોનું ધ્યાન ખેંચ્યું.

એ કરાંચીમાં હતા ત્યાં જ ગાંધીજી પરના આંતરડાવૃદ્ધિના ઑપરેશનના સમાચાર એમને મળ્યા. પોતે અશક્ત હોવા છતાં એ કરાંચીથી દરિયાઈ માર્ગે મુંબઈ પહોંચ્યા ને ત્યાંથી પૂના. મહાત્માજીના ખબરઅંતર પૂછી એ મુંબઈ થઈ નાગપુર દ્વારા કલકત્તા પહોંચ્યા. કલકત્તામાં એ પોતાના જના દોસ્ત શેઠ છાજુરામને ત્યાં બેઠા હતા ત્યારે એક સાધારણ શી વ્યક્તિએ

આવી ગુરુ ગોવિંદસિંહના જન્મદિનની એમની જાહેરાત અંગે પૂછપરછ પ્રારંભી. એ પૂછપરછને અંતે લાલાજીની યોજના વિશે એમણે તપાસ કરી તો લાલાજીએ જણાવ્યું કે યોજનાનો પ્રથમ તબક્કો ધનસંગ્રહ રહેશે. આગન્તુકે પૂછ્યું, "આપને કેટલાં નાણાંની અવશ્યકતા રહેશે?" "માસિક પાંચ હજાર," લાલાજીએ ઉત્તર વાળ્યો.

"એક વરસ માટે એટલાં નાણાં હું આપીશ. આપ કાર્ય પ્રારંભો."

લાલાજી એમને દાનેચ્છા અંગે પ્રશ્ન પૂછવાનો ખ્યાલ કરતા હતા ત્યાં આ સંપૂર્ણ સંતોષકારક ઉત્તર મળતાં એમણે પ્રસન્નતા અનુભવી. આ ધનિક ગૃહસ્થ તે શ્રી જુગલકિશોર બિરલા. લાલાજી કાર્યવિચારમાં ને આયોજનમાં ડૂબ્યા. કલકત્તાથી પાછા ફરતાં એ અલ્લાહાબાદ રોકાયા. ત્યાં પંડિત માલવીયજીએ કાશીના પંડિતોને છૂતાછૂત અને શુદ્ધિના વિષય પર શાસ્ત્રાર્થે નોતર્યા હતા. લાલાજી નહોતા બ્રાહ્મણ કે નહોતું એમને સંસ્કૃતનું વિશદ જ્ઞાન કે એ ચર્ચામાં સામેલ થઈ શકે; પણ એમણે ધ્યાનપૂર્વક આખી કાર્યવાહી સાંભળી. પંડિતોના વિતંડાવાદથી એમણે ઉકળાટ અનુભવ્યો. કદીક કદીક દસબાર પંડિત એકી સાથે બોલતા ને કોણ કોનું સાંભળે છે તેની સમજ પડતી નહીં. લાલાજીને સંતોષ એટલો થયો કે અસ્પૃશ્યોમાંથી કોઈએ આ વિવાદચર્ચા સાંભળી નહીં, નહીં તો એ મુસલમાન કે ઈસાઈ પ્રચારકોના ભોગ બન્યા સિવાય રહે જ નહીં.

લાહોર પહોંચતાં જ અછૂતોદ્ધારનાં કાર્યચક્રો લાલાજીએ ગતિમાન કર્યાં. એમણે આ કાર્ય માટે એક વગદાર કમિટી પંજાબમાં સ્થાપી અને એને અખિલ ભારતીય ધોરણે વિસ્તા

કરી. પોતે એના પ્રમુખ બન્યા અને જેલમાંથી તાજેતરમાં છૂટી આવેલા સહકાર્યકર લાલા રામપ્રસાદને એના મંત્રી બનાવ્યા. એની વડી કચેરી દિલ્હીમાં રાખી અને પંજાબ તથા ઉત્તર પ્રદેશના વિભિન્ન જિલ્લાઓમાં આ પ્રવૃત્તિ ઉપાડવા લોક સેવક મંડળ (સર્વન્ટ્સ ઑફ ધી પીપલ્સ સોસાયટી)ના ઘણાખરા સભ્યોને મોકલી આપ્યા. રાવીના તટ પર આ કાર્ય અર્થે લાલાજીએ ખરીદેલી ભૂમિ પરની વસાહતનું કાર્ય ખોળંબે પડ્યું હતું પણ અછૂતોદ્ધાર માટે આવશ્યક લોકપ્રચાર અર્થે સાર્વજનિક સભાઓ, મેજીક લૅંટર્નનાં દશ્યો વગેરેનાં સઘન આયોજન અને અમલ થયાં. શેઠ બિરલાએ ધનસહાયનું વચન એક વર્ષ માટે જ આપ્યું હતું પણ એમણે ઘણાં વર્ષો સુધી મદદ ચાલુ રાખી અને લાલાજીને સાનુકૂળતા કરી આપી.

મહાત્મા ગાંધીના રચનાત્મક કાર્યક્રમમાંય હરિજનોદ્ધાર એક અગત્યનો કાર્યક્રમ હતો. લાલાજીએ કૉંગ્રેસની વર્કિંગ કમિટી પાસે એ કાર્ય પોતાને સોંપવાની માગણી કરી. મૌલાના પ્રમુખ રહ્યા ત્યાં સુધી એનો સ્પષ્ટ ઉત્તર એમને પ્રાપ્ત ન થયો છતાં લાલાજીએ આ કાર્ય જીવનભર કર્યું. એમના અવસાન બાદ મહાત્માજીએ અછૂત શબ્દનું વિસર્જન કરી 'હરિજન' શબ્દનું ચલણ શરૂ કર્યું અને 'હરિજન સેવક સંઘ'ની રચના કરી. એ સંઘે ભારતભરનું હરિજનસેવાનું કામ હાથ ધર્યું ત્યારથી લોકસેવક મંડળની જવાબદારી આ નવી સંસ્થાએ સંભાળી; જોકે લોક સેવક મંડળના આ પ્રવૃત્તિમાં રસ ધરાવતા સભ્યો એમાં પ્રવૃત્ત રહ્યા.

લાલાજીએ આમ હિંદુસમાજના મનમાંથી છૂતાછૂતની ભાવના નિર્મૂળ કરવાના પ્રચારયુક્ત પ્રયાસોની સાથોસાથ કેળવણી ને શિક્ષણ રૂપી જ્ઞાનવારિથી સમસ્ત જાતિને પવિત્ર બનાવવાના

પ્રયાસો આદર્યા. એમણે પાઠશાળાઓ સ્થાપી, છાત્રાશ્રમો શરૂ કર્યા અને એમ આ લોકને સમાજનાં અન્ય માનવીઓ સાથે લાવવાનો પ્રયાસ આદર્યો. આ પ્રયાસને એ તંત્રની દૃષ્ટિએ વ્યવસ્થિત કરી રહ્યા ત્યાં એમને માટે એક બીજી દિશામાંથી કહેણ આવ્યું. ઇંગ્લૅન્ડમાં મજૂર સરકાર સત્તા પર આવી ને ઘણા રાજકીય વિચારકોને લાગ્યું કે એ પક્ષની સહાનુભૂતિ ધરાવનાર કોઈ ભારતીય નેતાને ઇંગ્લૅન્ડ મોકલ્યા હોય તો નવી સરકારના કાનમાં ભારતની જરૂરિયાતો ને સ્થિતિ વિશે કશુંક કહી શકાય. સૌની નજર લજપતરાય પર પડી અને તેઓ પુનઃ વિદેશયાત્રાએ ઊપડ્યા.

આખો મે માસ એમણે ઇંગ્લૅન્ડમાં વડા પ્રધાન, ભારતમંત્રી વગેરે મહાનુભાવો સાથે ચર્ચાવિચારણામાં ગાળ્યો. એનાં દેખીતાં કોઈ રાજનૈતિક પરિણામ નજરે પડ્યાં નહીં પણ ભારતની વાત સત્તાધારીઓના મનમાં ગુંજતી થઈ. એમાંથી એક આડપરિણામ જેલસુધારનું આવ્યું. લાલાજીને કારણે લૉર્ડ ઓલિવિયરે આ દિશામાં કંઈક ડગ દીધાં.

ઇંગ્લૅન્ડના આ સમયના નિવાસસ્થાન પ્રસંગે લાલાજીએ સમાજવાદી દળમાં વિધિસરનો પ્રવેશ લીધો. આમ તો લાંબા સમયથી સમાજવાદ અને ન્યુયૉર્કની રૅન્ડ સ્કૂલના સામ્યવાદનો એમના પર પ્રભાવ હતો પણ એનું સત્તાવાર સભ્યપદ એમણે આ વખતે પ્રાપ્ત કર્યું. હા, વિશ્વયુદ્ધ પછીના દેશપુનરાગમન પછીથી એટલે સન ૧૯૨૦થી એમણે ટ્રેડ યુનિયન આંદોલન શરૂ કર્યું હતું.. દેશવ્યાપી આવું મજદૂર-સંગઠન ઊભું કરી એમણે એનું અધિવેશન કલકત્તા બોલાવ્યું ને પોતે એના પ્રમુખ રહ્યા. સેન્ટ્રલ ઍસેમ્બ્લીમાં ય મજદૂર પક્ષ ઊભો કરવા એમણે યત્ન કરેલો પણ શ્રી એન. એમ. જોશી જેવા એકલદોકલ સભ્યને બાદ કરતાં બીજા કોઈનામાં

આ વિષય વિશે દિલચસ્પી પેદા થયેલી નહીં. પણ લાલાજી નિરંતર મજદૂર-સંગઠનમાં ને મજદૂર-કલ્યાણમાં રસ લેતા રહ્યા. ટ્રેડ યુનિયન કોંગ્રેસની વ્યવસ્થાપક-સમિતિના સભાસદ તરીકે લાલાજી હંમેશ અગત્યના સવાલો અંગે સંગઠનને નિદર્શન ને દોરવણી દેતા રહ્યા. પંજાબમાં એની શાખાને સધ્ધર બનાવવા એમણે ઠીક જહેમત ઉઠાવી. અન્ય રાજકીય ને સામાજિક કાર્યોમાં પ્રવૃત્ત રહેવાને કારણે આ પ્રવૃત્તિ માટે એ યથેચ્છ સમય ફાજલ પાડી શકયા નહીં છતાં ઉત્તર રેલવેની હડતાલ પ્રસંગે એમણે સક્રિય દોરવણી આપી અને લોક સેવક મંડળ સ્થિર થતાં પોતાના બે નવજુવાન સાથીદારો શ્રી હરિહરનાથ શાસ્ત્રી તથા શ્રી રાજારામ શાસ્ત્રીને આ કાર્ય અર્થે કાનપુરમાં નિયુક્ત કર્યા. સમય જતાં ઉભય પ્રથમ કક્ષાના મજદૂરનેતા બન્યા એ સુવિદિત છે.

સ્વરાજપક્ષમાં વિધિપૂર્વકના પ્રવેશપ્રસંગેય એમણે પક્ષના નેતા શ્રી મોતીલાલજીને લેખિત સ્પષ્ટતા કરેલી કે દળનું સભ્યપદ સ્વીકાર્યા છતાં મજદૂરોનો દષ્ટિકોણ રજૂ કરવા પોતે સ્વતંત્ર રહેશે. એમની આ મજૂરકલ્યાણ-પ્રવૃત્તિને કારણે સન ૧૯૨૬માં જીનીવામાં આંતરરાષ્ટ્રીય મજદૂર-સંમેલન યોજાયું ત્યારે ભારતના પ્રતિનિધિ તરીકે લાલાજીની વરણી થઈ. સાતમી મેના રોજ લાલાજી માર્સેલ્સ બંદરે ઊતર્યા ને ત્યાંથી પારિસ થઈ એક સપ્તાહ લંડનવાસ કરી જીનીવા પહોંચ્યા. છવ્વીસમી મેના રોજ સંમેલનનો પ્રારંભ થયો. લાલાજીનું પ્રથમ વક્તવ્ય 'પૂર્વમાં મજૂરોની સ્થિતિ' પર થયું. એમના તરફથી રજૂ થયેલા બે પ્રસ્તાવોમાંનો એક સામાન્ય સભાએ સ્વીકાર્યો. સંમેલનના ઉદાર વાતાવરણની એમના મન પર સારી અસર પડી. આ સંમેલન નિમિત્તે ઠીક પ્રમાણમાં આંતરરાષ્ટ્રીય સંપર્ક પણ એ સાધી શકયા.

જીનીવાથી પરવારી લાલાજી પુનઃ લંડન પહોંચ્યા ત્યાં 'વિશ્વ સ્થળાંતર પરિષદ' ( World Migration Congress )નું મહત્ત્વપૂર્ણ અધિવેશન યોજાઈ રહ્યું હતું. લાલાજીને ભારતના પ્રતિનિધિ તરીકેનું સત્તાવાર આમંત્રણ એ પરિષદમાં મળ્યું, અને આ તકનો ઉપયોગ કરી લાલાજીએ પ્રબળ અને જોરદાર શબ્દોમાં રંગભેદની સમસ્યા પર વિવાદ કર્યો. એમનું સ્પષ્ટ વક્તવ્ય પરિષદના કેટલાક અંગ્રેજસભ્યોને ખૂંચ્યું.

આ નિવાસ દરમ્યાન 'વિશ્વ પાર્લમેન્ટ સંઘ'નો સંપર્ક લાલાજીને થયો. આ સંઘમાં ભારતના પ્રતિનિધિ તરીકે સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસે ભાગ લીધો હતો. આ સંમેલન પ્રસંગે લંડનથી એક આંતરરાષ્ટ્રીય મહત્ત્વનું જાહેરનામું પ્રસિદ્ધ થયું જે પર રોમાં રોલાં, હેન્રી બાર્બુસ, ટાગોર, લજપતરાય તથા ગાંધીજીના હસ્તાક્ષર હતા અને જેમાં ફરજિયાત લશ્કરી ભરતી રદ કરવાની માગણી પેશ કરાઈ હતી. લાલાજીનો રસ દરમિયાન શાહી પાર્લમેન્ટરી સંઘમાંય પ્રવૃત્ત થયો અને એમની આગેવાની હેઠળ એની શાખા દિલ્હીમાં સ્થપાઈ.

આ સમયગાળામાં લંડનમાં ભારતીય ચલણી નાણા પર શાહી કમિશન કામગીરી કરી રહ્યું હતું. કમિશને રૂપિયાનો વિનિમય દર ૧૬ પેન્સને બદલે ૧૮ પેન્સ કરવાની ભલામણ કરી. આ ભલામણ ભારત માટે ખતરનાક હતી. લાલાજીએ કમિશનના સભ્ય પર પુરુષોત્તમદાસ ઠાકુરદાસને આ અંગે આગ્રહી વલણ અપનાવવા અનુરોધ કર્યો. આમ આ સમયગાળા દરમિયાન લાલાજી સર્વ પ્રકારના પીડિત, દલિત માટે રાષ્ટ્રમાં, પરરાષ્ટ્રમાં પ્રયત્નશીલ રહ્યા. પરદેશનિવાસ એમના સ્વાસ્થ્યને હિતકર નીવડ્યો અને એ ૧૩ ઓગસ્ટના રોજ મુંબઈ બંદરે સુખરૂપ ઊતર્યા.



## પ્રકરણ ૨૩

# લોક સેવક મંડળ

**સને** ૧૯૦૫માં કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે લાલાજી ઈંગ્લેન્ડ ગયા ત્યારે એમના ખર્ચ માટે એક રકમ જમા થયેલી. લાલાજીએ પોતાનું ખર્ચ ઉપાડી લીધું એટલે પેલી રકમમાંથી એક હિસ્સો એમણે દયાનંદ કૉલેજને આપ્યો ને બીજા હિસ્સામાંથી રાજનૈતિક શિક્ષણ માટે એમણે છાત્રવૃત્તિ આપવાનું ઠરાવ્યું. દરમિયાન એ પૂના ગયા ને ત્યાં ગોખલેજીએ સ્થાપેલ ભારત સેવક મંડળ (સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી)ની કામગીરી [illegible] નિહાળી. એનાથી પ્રભાવિત થઈ પંજાબમાંય આવું એક લે[illegible] ઊભું કરવાની કલ્પના એમના મનમાં બળવત્તર [illegible] એમના શબ્દોમાં આ પ્રમાણે હતી:

"માત્ર નિર્વાહપ્રાપ્તિના ધોરણે શિક્ષણ[illegible] શ્રેય મહારાષ્ટ્રને ઘટે છે. ડેક્કન એજ્યુકેશન સો[illegible] એવી યોજનાને જન્મ આપ્યો જેના [illegible] નિર્વાહ પૂરતું જ વેતન લઈ વીસ વરસ આપવા વચનબદ્ધ થતા. સ્વ. ગોખલેજી થયેલા. ફર્ગ્યુસન કૉલેજમાં પોતાની પૂરી કરી એમણે રાજનૈતિક ક્ષેત્રમાં પ્રવે[illegible] એવો અનુભવ થયો કે અન્ય ક્ષેત્રોની પૂરા ચોવીસ કલાક આપનારા સેવકો પ્રા[illegible] સમય આ ક્ષેત્રને આપનારામાં જે કર્તવ્યપા[illegible]

છે તે ટાળી શકાય તેવો સંભવ છે. માતૃભૂમિને ખાસ એવા કાર્યકરોની જરૂર છે જે પોતાનો સઘળો સમય એને અર્પતા હોય અને જેમણે આત્મત્યાગ ને ગરીબાઈનું જીવનવ્રત લીધેલું હોય. આવા ખ્યાલથી પ્રેરિત થઈ શ્રી ગોખલેજીએ ભારત સેવક મંડળ સ્થાપ્યું.

હું સર્વ પ્રથમ પૂના ગયો ત્યારથી આવી યોજના મારા મનમાં ઘોળાતી હતી પણ પરદેશગમન, યુદ્ધ વગેરે કારણે એ ખોળંબે પડતી રહી. લોકમાન્યના મૃત્યુ પ્રસંગે તક ઝડપી રાષ્ટ્રની સામાજિક કે રાજનૈતિક સેવા કરવા માગતા યુવાનોની તાલીમ અર્થે મેં 'તિલક રાજનીતિ વિદ્યાલય'ની સ્થાપના કરી. આ કાર્ય ભારત સેવક મંડળની માફક આજીવન સભ્યો મારફત હાથ ધરી શકાય તે હેતુસર આજીવન સભ્યોની એક યોજના બનાવી અને ઑકટોબર, ૧૯૨૧માં મહાત્મા ગાંધીજીના શુભ હસ્તે આ 'લોક સેવક મંડળ'નો મંગળ પ્રારંભ થયો."

મંડળ અને એના પુસ્તકાલય માટે લાલાજીએ પોતાનું મકાન સમર્પિત કર્યું, અને ગ્રંથાલયના પ્રારંભ અર્થે પોતાનો ચાર હજાર પુસ્તકોનો ગ્રંથભંડાર મંડળને દાનમાં અર્પ્યો. આમ લાલાજીના પ્રયાસ ને દાનથી 'લોક સેવક મંડળ' સ્થપાયું. મંડળમાં પ્રવેશ પામનાર પ્રથમ ચાર સભ્ય તે લાલા ફિરોજચન્દ, લાલા અચિંતરામ, લાલા પુરુષોત્તમદાસ સોંધી અને હરનામ સુન્દરલાલ.

મંડળની સ્થાપના બાદ એક વરસમાં તો લાલાજીને જેલ-નિવાસ ભોગવવો પડ્યો. પોતાની પ્રિય પ્રવૃત્તિથી અળગા રહેવાનું એમને દુઃખ હતું છતાં એના યોગ્ય સંવર્ધન ને પુષ્ટિમાં એમનો જીવ કાયમ રમ્યા કરતો. એમની અપેક્ષા એમના જેલમાંથી લખેલા

એક પત્રમાં યોગ્ય રીતે પ્રતિબિંબિત થાય છે એટલે એને અહીં ઉતાર્યો છે:

પ્રિય યુવકમિત્રો,

તમારા છાત્રકાળ ને તાલીમને પ્રારંભે તમારાથી મારે અળગા થવું પડયું છે તેનું મને દુઃખ છે. મારું મન તો એવું છે કે મારા સમયનો સારો એવો હિસ્સો તમારી તાલીમ ને તમારા અધ્યયનમાં સહાય કરવામાં ગાળું. એક રીતે હું દૂર છું તેય ઠીક છે, કારણ તેથી તમે વધુ જવાબદારીપૂર્વક તમારું કાર્ય સંભાળી શકશો.

મંડળના સભ્ય અને વિદ્યાલયના વિદ્યાર્થી બનવાનો તમારો આશય તો આ દેશ અને એની પ્રજાની સેવા કરવા માટે તમારી જાતને સર્વ રીતે ઉપયોગી કરવાનો છે, જેથી તાલીમ સિવાય એ કાર્યમાં લાગેલા સૌની ક્ષતિઓ તમારાં કાર્યોમાં પ્રવેશે નહીં. જીવનના હરેક ક્ષેત્રમાં તાલીમની આવશ્યકતા છે; રાજનૈતિક ક્ષેત્રમાં પણ દેશની સ્વતંત્રતા તથા ઉન્નતિ એના રાજનૈતિક કાર્યકર્તાઓની દૂરદર્શિતા, પવિત્રતા તથા ત્યાગની ભાવના પર અવલંબિત છે. આ સર્વ ગુણ ધરાવવા છતાં એમનામાં ઉપયોગી જ્ઞાન અને યોગ્યતાનો અભાવ હોય તો આ પ્રયત્નો સફળ થાય નહીં. રાજનૈતિક કાર્યકરોમાં યોગ્યતા, પ્રતિભા, વિવેક તથા જ્ઞાનની એટલી જ આવશ્યકતા છે જેટલી આત્મત્યાગ ને દેશભક્તિની. મારી પ્રબળ ઇચ્છા હતી કે તમારા ચારિત્ર્યઘડતર તથા સદ્‌ગુણવિકાસમાં હું પ્રત્યક્ષરૂપે સહાયભૂત થાઉં. હવે તમારે સ્વાવલંબી બનવું પડશે, એટલે તમારી તાલીમ ને તમારા શિક્ષણ માટે હું મારા વિચારો રજૂ કરું છું:

૧. શિક્ષણના બે વિભાગો હોવા ઘટે : એક સામાન્ય શિક્ષણ (General Education) અને બીજો વિશેષજ્ઞતા અર્થે વિશિષ્ટ શિક્ષણ.

૨. સામાન્ય શિક્ષણમાં માનવજીવનના વિકાસનો ઇતિહાસ એટલે સર્વ પ્રાચીન-અર્વાચીન સંસ્કૃતિઓનો અભ્યાસ, ઉપરાંત સમાજશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર તથા અર્થશાસ્ત્રનું સાધારણ જ્ઞાન આવરી લેવાય. આ અર્થે એસ. જી. વેલ્સનું 'આઉટલાઇન ઑફ હિસ્ટરી' કે વાન લૂનનું 'સ્ટોરી ઑફ મૅનકાઇન્ડ' જેવા ગ્રંથોનો નિદાન છ માસ અભ્યાસ કરવો જોઈએ.

૩. તમારામાંથી દરેકે નિદાન એક ભારતીય ભાષા પર પ્રભુત્વ પ્રાપ્ત કરવું. આ ભાષા હિન્દી હોય તો ઘણું સારું. હરરોજના પાંચછ કલાકના અભ્યાસમાં આ ભાષાના અભ્યાસ પાછળ ઓછામા ઓછો એક કલાક દરેકે ગાળવો.

૪. તમારામાંથી જેમને ધર્મમાં આસ્થા હોય તે નિયમપૂર્વક પૂજાપાઠ કરે.

૫. દરેક તાલીમીએ પોતાને અનુકૂળ એવો વ્યાયામ નિયમિત કરવો જોઈએ.

૬. આપણે દરેકે વાણી અને સ્વાદનો સંયમ કેળવવો ઘટે. આપણા મુખમાંથી ગંદી કે બીભત્સ ભાષા નીકળવી જોઈએ નહીં. આપણી વાતચીત તથા સંભાષણ મનોહર હોવાં જોઈએ. એનો અર્થ એમ નહીં કે આપણે દંભ કરવો. સ્પષ્ટ વક્તવ્ય કે સત્યપ્રિયતાનો અર્થ વાણીની કર્કશતા કે કઠોરતા કરી શકાય નહીં. સ્વાદેન્દ્રિયનો સંયમ પણ એટલો

જ આવશ્યક છે. દીઠું ત્યારે કે ફાવે ત્યારે ખાવું એ ઠીક નથી. એમાં પણ નિયમિતતા ને નિયમન આવશ્યક છે.

૭. આપણુને જે કાર્ય સોંપાય તે ઇમાનદારી, ઉત્સાહ અને જવાબદારી પૂર્વક પુરું કરવું ઘટે. જવાબદારીની ભાવના જન્માવવી એ સૌથી અગત્યની વાત છે અને એમાં હરેકનો અંતરાત્મા એનો પોતાનો પથદર્શક બનવો ઘટે.

૮. મંડળે કોઈ વ્યક્તિને કોઈ પદ જે કાળ સુધી સોંપ્યું હોય ત્યાં સુધી એમની આજ્ઞાનું પાલન આપણે સૌએ કરવું જોઈએ. આજ્ઞાપાલનની આ ટેવ તમારે સૌએ પાડવી જોઈએ અને પદધારી વ્યક્તિ આપણુને ગમતી હોય કે ન ગમતી હોય તો પણ પદોચિત આદર એને આપવો જોઈએ.

૯. વિદ્યાલયની ચીજવસ્તુઓ અને પુસ્તકાલયની કિતાબોના વપરાશમાં અત્યંત કાળજી આવશ્યક છે. વિદ્યાલયની કોઈ ચીજવસ્તુને નુકસાન કે હાનિ પહોંચે તે આપણુને હાનિ પહોંચી છે એમ લેખવું જોઈએ. વસ્તુઓના ઉપયોગમાં હમેશ મિતવ્યયી અને કાળજીભર્યા રહેવું જોઈએ.

૧૦. હું ઇચ્છું છું કે તમારું જીવન નિયમિત, સુન્દર, સ્વાવલંબી બને. નોકરો પર અવલંબન રાખવાની આદત તમે છોડી દો અને યથાસંભવ પોતાનાં સર્વ કામ આપમેળે પતાવો. નોકરો સાથેનો વર્તાવ પ્રેમ અને સમાનતાનો રાખો. ઓરડાની સફાઈ માટે નોકરની કે કપડાં ધોવા ધોબીની આવશ્યકતા ન સેવો. આપણા તાબાનાં માણસો સાથે પ્રેમયુક્ત વ્યવહાર ન રાખીએ તો આપણા જીવનમાં હલકાપણું પ્રવેશે અને કટુ વાણી, મિથ્યાભિમાન, અહંકાર, અન્યાય કે અત્યાચારની આદતોનો પાયો નંખાય.

૧૧. આપણી તાલીમ માટે આપણા આચરણને અંગભૂત સેવાભાવના કેળવવી અનિવાર્ય છે. કશા પુરસ્કાર, બદલા કે સ્વાર્થસિદ્ધિની આશા સિવાય નિષ્કામ ભાવે કામ કરવાની વૃત્તિ આપણે જન્માવવી જોઈએ. રોગીઓની શુશ્રૂતા, કેદીઓની સેવા, નિર્ધન, ગંદાંગોબરાં પ્રજાજનોનાં બાળકો પ્રત્યે પ્રેમ, સ્ત્રીજાતિ માટે સન્માન વગેરે કેળવવા પ્રયત્નશીલ ને પ્રવૃત્ત આપણે રહેવું ઘટે.

૧૨. હું ખાસ અનુરોધ કરું છું કે આપણે દરેક આપણી રોજનીશી રાખીએ જેમાં આપણા રોજિંદા કાર્યવિવરણ ઉપરાંત આપણા પઠન-પાઠન કે સ્વાધ્યાય દ્વારા જન્મેલા વિચારોની નોંધ આપણે રાખીએ.

સર્વેને પ્યાર કરશો.

લિ. તમારો કેદી-મિત્ર
**લજપતરાય**

લોક સેવક મંડળના કાર્યકરો લોકસેવા ને રાષ્ટ્રસેવા માટે યોગ્ય તાલીમ પામે એ માટેની લાલાજીની ઝંખના ને ચિંતા ઉપરના પત્રમાં પ્રતિબિંબિત થાય છે. એમની દૃષ્ટિનો પરિચય પણ એ આપણને આપે છે. આ સમગ્ર પ્રવૃત્તિ ને એમાં પરોવાયેલા સેવકો પ્રત્યેનો એમનો ભાવ સંપૂર્ણ રીતે પિતા તરીકેનો હતો.

લાલાજીની મુક્તિ બાદ એમણે મંડળના સેવકોને અસ્પૃશ્યતોદ્ધાર, મજદૂર-સંગઠન, પત્રસંપાદન તથા રાજનૈતિક કાર્યોમાં યુ. પી.ને પંજાબનાં કેન્દ્રોમાં કામે લગાડ્યા. પ્રતિવર્ષ લોક સેવક મંડળનો વાર્ષિક દિન એ ઊજવતા. ધીરે ધીરે મંડળની પ્રવૃત્તિઓ વધતી રહી એટલે લજપતરાયે આપેલું મકાન ટાંચું પડવા લાગ્યું. પરિણામે સને ૧૯૨૮માં મંડળના વાર્ષિકોત્સવ પ્રસંગે મુખ્ય મહેમાન પંડિત

મદનમોહન માલવીયને શુભહસ્તે મંડળની કચેરીના મકાનનો શિલારોપણવિધિ થયો. એ મકાનનું નામ 'લજપતરાય-ભવન' રાખવામાં આવ્યું. એમ એના સ્થાપકનું નામ કાયમ માટે અંકિત થયું. મંડળમાં વખતોવખત નવા સભ્ય આવતા ગયા ને દેશ સમસ્તની આગેવાનીમાં પોતાનો હિસ્સો આપતા ગયા. આ લખાય છે ત્યારે ગુજરાત રાજ્યના પંતપ્રધાન તરીકેની કામગીરી સંભાળતા શ્રી બળવંતરાય મહેતા ને રાષ્ટ્રનું સુકાન સંભાળતા શ્રી લાલબહાદુર શાસ્ત્રી–ઉભય–રાષ્ટ્રને લોક સેવક મંડળની દેણગી છે એ નોંધવું યોગ્ય લેખાશે.



## પ્રકરણ ૨૪

### સંસ્થાજનક

**નવી** નવી સમાજોપયોગી સંસ્થાઓની યોજના કરી એને સ્થાપવાનું, નિભાવવાનું, પોષવાનું, સંવર્ધિત કરવાનું કાર્ય લાલાજીને સહજ હતું અને આ અંગેનો એમનો ઉત્સાહ જીવનભર ટકી રહ્યા. સને ૧૯૨૮માં લોક સેવક મંડળના વાર્ષિકોત્સવ પ્રસંગે એમણે એમના મનમાં રમી રહેલ એક હૉસ્પિતાલ સ્થાપવાનો વિચાર નીચેના શબ્દોમાં જાહેર કર્યો, "ચાર વર્ષ પૂર્વે હું મૃત્યુશય્યા પર પડ્યો હતો ત્યારે મારાં માતાજીની સ્મૃતિમાં એક મહિલા હૉસ્પિતાલ સ્થાપવાનો વિચાર મારા મનમાં સ્ફુર્યો હતો. એપ્રિલ, ૧૯૨૭માં મારી સંપત્તિનો મેં અંદાજ કાઢ્યો તો એક

લાખ દસ હજાર રૂપિયા જેટલી એ નીકળી. આમાં મારાં પત્નીના પિસ્તાળીસ હજાર, મને લંડનના ભારતીય વિદ્યાર્થીઓ તરફથી ભેટ મળેલા બસો પાઉંડ, નાભાના મહારાજાના સલાહકાર તરીકે મળેલી રકમ તથા પંજાબ નેશનલ બૅંક તથા લક્ષ્મી વીમા કંપનીના ડાયરેક્ટર તરીકેના મારા મહેનતાણાનો સમાવેશ થતો હતો. આમાંથી એક લાખ રૂપિયા મહિલાઓની ચિકિત્સા ને સારવાર અર્થે અલગ કાઢી મેં એનું ટ્રસ્ટ કર્યું. આ ટ્રસ્ટની તત્કાળ જાહેરાત મેં એ હિસાબે ન કરી કે આટલું ફંડ એ હેતુઓ માટે પૂરતું ન હતું અને આનાથી એના શ્રીગણેશ જ મંડાતા હતા. મને કાયમ લાગ્યા કર્યું છે કે આપણી બહેનોના કલ્યાણ માટે આપણે અતિ અલ્પ કાર્ય કર્યું છે. ગયા ડિસેમ્બરમાં મેં વધારાના ધનની ટહેલ નાખવાની શરૂઆત કરી. હાલ મારા લાખ ઉપરાંત સિત્તેર હજારનાં વચન મને મળ્યા છે જેમાંથી સત્તાવન હજાર રોકડા આવ્યા છે. આ બધી રકમ મેં સરકારી સિક્યુરિટી કે બૅંકના કાયમી ખાતામાં જમા કરી છે. મને આશા છે કે ટૂંકા ગાળામાં લાખની રકમ પૂરી કરી કુલ મૂડી બે લાખની હું કરી શકીશ. આ રકમમાંથી સ્ત્રીઓ ઉપરાંત બાળકોની સારવારની વ્યવસ્થા કરવાની છૂટ રહેશે. પુરુષોનો આમાં સમાવેશ કરવામાં મારું મન માનતું નથી."

ત્રણ માસ બાદ લાલાજીએ ડૉ. ગોપીચન્દ ભાર્ગવને પત્ર લખી જણાવ્યું કે "તમે તથા ડૉ. ધર્મવીર વગેરે મિત્રોએ એવી દરખાસ્ત મૂકી હતી કે મારા વતન જગરાંવમાં સ્ત્રીઓની ઇસ્પિતાલને બદલે લાહોર આસપાસ બહેનો માટે ક્ષયની ઇસ્પિતાલ કરવી. મને એ વાત નીચેની શરતોએ મંજૂર છે:

૧. તમે ને અન્ય રસ લેતા મિત્રો ઇસ્પિતાલ માટે જમીન પસંદ કરો.

૨. આવશ્યક મકાનો માટે જરૂરી ધન ભેગું કરવાની જવાબદારી ટ્રસ્ટીઓ ઉઠાવે.

૩. મારા તરફથી નીચેની રકમ મળશે :

અ. મારા પોતાના એક લાખ રૂપિયા

બ. પંચોતેર હજારનું રોકડ ફંડ

ક. સત્તાવીસ હજારનાં મને વચન મળ્યાં છે.

જાન્યુઆરી, ૧૯૨૯ સુધીમાં હું બે લાખ પૂરા કરી આપીશ.

૪. સંસ્થા સાથે મારા માતુશ્રી ગુલાબદેવીનું નામ અંકિત થાય.

૫. આ સંસ્થા નાત, જાત, કોમ કે ધર્મના ભેદભાવ સિવાય સૌ સ્ત્રીઓ માટે ખુલ્લી રહે. પસંદગી આપવાની આવશ્યકતા પ્રસંગે અછૂત ને દલિત સ્ત્રીઓને પ્રથમ પસંદગી મળે. ”

આ સંસ્થાની કલ્પના એમના મનમાં ઘણા સમયથી રમમાણ હતી. ટ્રસ્ટની વિધિસરની સ્થાપના અગાઉ એમણે મહાત્માજીને એ અંગે પત્ર લખી સલાહ માગી હતી. મહાત્માજીએ બે પત્રો દ્વારા એનો ખુલાસો મોકલ્યો. પ્રથમ પત્ર હતો ૩૦–૪–’૨૬નો ને બીજો ૧–૫–’૨૭નો. બન્ને પત્રો આ પ્રમાણે હતા :

(૧)

પ્રિય લાલાજી,

આપનો પત્ર તથા ટ્રસ્ટના કાગળો મળ્યા. આ નિર્ણય કરવા બદલ અભિનંદન. આટલા ધનથી તો મને લાગે છે કે કામ ચાલશે નહીં. હજુ ઘણું વધારે ધન જોઈશે. એની રાહ જોવી પડશે.

તમારો

મો. ક. ગાંધી

(૨)

પ્રિયવર લાલાજી,

ઉપરનો પત્ર મેં કાલે રાત્રે લખ્યો હતો. એમાં મેં આપને મારા બધા વિચારો જણાવ્યા નહોતા. મારાં અભિનંદનમાં થોડી આલોચના આવી જાય છે. એ હવે પ્રસ્તુત કરું છું.

તમારો વિચાર સારો છે પણ કાર્યપ્રણાલી દોષયુક્ત છે. તમારાં પત્ની ને બાળકોને ટ્રસ્ટી બનાવવાં જોઈએ નહીં. તમારા ટ્રસ્ટી એ હોવા જોઈએ જે તમારા આદર્શો સાથે પૂર્ણરૂપે સહમત હોય અને જે એની પૂર્તિ માટે ભારેમાં ભારે કષ્ટ સહન કરવા તૈયાર હોય. તમારાં પત્ની, પુત્ર કે પુત્રીમાં આ ગુણ હોય તો આપનાં સંબંધી હોવા છતાં એ ટ્રસ્ટી બની શકે છે.

હવે મેં બધી વાત સત્યસ્વરૂપે રજૂ કરી દીધી છે અને પરમાત્માનો હું આભાર માનું છું કે સત્ય વાત રજૂ કરવાની એણે મને શક્તિ અર્પી. એ સિવાય એક મિત્ર પ્રત્યેની મારી ફરજના પાલનમાં હું અસમર્થ નીવડ્યો હોત.

તમારો
મો. ક. ગાંધી

સ્વર્ગવાસ થયો. એમના જીવતાં ટ્રસ્ટનું કામ અધૂરું રહ્યું, છતાં ટ્રસ્ટીઓએ એમની ફરજ પૂર્ણ રીતે અદા કરી. તેમણે લાહોરથી આઠ માઈલ દૂર ફિરોઝપુર રોડ પર એ ઇસ્પિતાલનાં ભવ્ય મકાનો ખડાં કરી. એને અદ્યતન રીતે સુસજ્જ કરી મહાત્મા ગાંધીજીને હસ્તે એનું ઉદ્‌ઘાટન થયું અને બહેનોની સેવામાં આખી સંપત્તિ રજૂ થઈ.

જીવનના અંતિમ દિવસોમાં બહેનોની શારીરિક ઉન્નતિ અને મનોરંજનપ્રવૃત્તિ માટે લાહોરમાં કંઈક અનુકૂળતા ઊભી કરવાનો ખ્યાલ એમના મનમાં આવવા લાગ્યો. ડૉ. ગોપીચંદ ભાર્ગવને એક પત્ર લખી એમણે જણાવ્યું કે "લાહોરના હિન્દુઓની ઉન્નતિ માટે હું તમને વખતોવખત ધનસહાય કરતો રહ્યો છું. પણ પુરુષો કરતાં સ્ત્રીઓની જરૂરિયાત મને સવિશેષ ભાસે છે, એટલે લાહોરની હિન્દુ સ્ત્રીઓના કલ્યાણ અર્થે આ સાથે હું પાંચ હજાર રૂપિયાનું દાન મોકલું છું. આ રકમ મને મારા 'Unhappy India' નામના પુસ્તકના પુરસ્કારરૂપે પ્રાપ્ત થયેલી છે. એ પુસ્તક પણ ભારતની સ્ત્રીઓની બદનામી અટકાવવા મેં લખેલું એટલે એ સુયોગ્ય છે કે એની પુરસ્કારની રકમ એમના જ હિતમાં વપરાય. મારી ખેવના છે કે બીજા પાંચ હજારનું દાન મેળવી તમને દસ હજાર રૂપિયા હું કરી આપું."

દુર્ભાગ્યે લાલાજીની આ ઇચ્છા ઇચ્છા જ રહી, કારણ કાળે એમને ઝડપી લીધા.

'પંજાબી' પત્રના પ્રકાશનની લાલાજીની વ્યવસ્થાનો વિચાર આપણે આગળ ઉપર કરી ગયા છીએ. અમેરિકાથી એ પાછા ફર્યા ત્યારે 'પંજાબી'નું સ્થાન લેનાર પત્રની ગેરહાજરી એમને સાલી. એટલે એમણે તાત્કાલિક 'વંદેમાતરમ્' નામના ઉર્દૂ

દૈનિકના શ્રીગણેશ કર્યા. પોતાની સાહસપૂર્ણ નીતિ અને વિપુલ લોકશિક્ષણ-સામગ્રીને કારણે 'વંદેમાતરમ્' ઝપાટાબંધ લોકપ્રિયતા પામ્યું અને એની ગ્રાહક-સંખ્યા ઘણી ઊંચી ગઈ. એના સંપાદનમાં ને સંવાદદાતામાં સારા સારા માણસો કામે લાગ્યા. એનું લંડનનું સંપાદન સંત નિહાલસિંહ કરતા. સમાચારના પ્રકાશનમાં સનસનાટીને બદલે સત્ય તથા ગંભીરતા પ્રતિ તે ખૂબ લક્ષ આપતા. માત્ર રાજનૈતિક ક્ષેત્રથી સીમિત થવાને બદલે 'વંદેમાતરમ' દેશભરનાં સાર્વજનિક જુલમ, અન્યાય અને અત્યાચારને જાહેર કરવાનું પોતાનું કર્તવ્ય લેખતું. પરિણામે શાસનકર્તાઓ એનાથી કદીક કદીક સળગી ઊઠતા અને પત્રને ભારે કષ્ટ ઉઠાવવાં પડતાં. અસહકારની ચળવળને કારણે એનો પ્રચાર ખૂબ વધ્યો. લાલાજીના કારાવાસના કારણે એમાં સ્વાભાવિક ફેર પડ્યો છતાં એક રાષ્ટ્રીય પત્ર તરીકે સને ૧૯૩૬ સુધી એ પ્રસિદ્ધ થતું રહ્યું.

•

'વંદેમાતરમ' ઉર્દૂ-વાચકો પૂરતું સીમિત હતું અને આંતર-પ્રાંતીય વિચારની આપલે તથા જનતાના રાજનૈતિક શિક્ષણ માટે એકાદ પત્રની આવશ્યકતા વરતાતી હતી. સને ૧૯૨૧થી આવા એક સાપ્તાહિક અંગ્રેજી પત્રની જરૂરિયાત લાલાજીને મન વસી હતી. મિત્રો વગેરે સાથે વિચારણા કર્યા બાદ એમણે આ ઇચ્છા સોલનના વિશ્રાંતિકાળમાં શેઠ જી. ડી. બિરલા સમક્ષ વ્યક્ત કરી. શેઠે દસ હજાર રૂપિયા આપી સગવડ કરી આપી અને 'લોક સેવક મંડળ'ના મુખપત્ર તરીકે સને ૧૯૨૫માં 'પીપલ'નો જન્મ થયો. 'પીપલ'માં પ્રકાશિત થતા-જોરદાર લેખોએ અખિલ ભારતીય ધ્યાન ખેંચ્યું અને 'યંગ ઇન્ડિયા'માં પ્રકાશિત થતા લાલાજીના વિચારો દેશભરનાં સામયિકોની સંપત્તિ બની જતા દીનબંધુ ઍન્ડ્રુઝ જેવા 'પીપલ'માં ખાસ દિલચસ્પી લેતા અને

લાલા હરદયાલ, સંત નિહાલસિંહ, ડૉ. તારકનાથ દાસ, એગ્નિસ સ્મેડલે વગેરે એમાં લેખ લખતા. ઝપાટાબંધ રાષ્ટ્રના જનમતની અભિવ્યક્તિનું એક ઉપયોગી સાધન એ લેખાવા લાગ્યું અને આંતરરાષ્ટ્રીય ચર્ચાવિવાદોમાં કે પાર્લમેન્ટ કે ધારાસભામાં એનાં અવતરણ રજૂ થવા લાગ્યાં.

આ બન્ને સામયિક ઉપરાંત 'હિન્દુસ્તાન ટાઈમ્સ'માં ય લાલાજી રસ લેતા. પંડિત મદનમોહન માલવીયે તો વારેવારે એમને 'હિન્દુસ્તાન ટાઈમ્સ'નું સંપાદનકાર્ય સંભાળી લેવા વિનંતી કરેલી પણ લાલાજીએ હમેશ એ સવિનય ઇન્કારેલી. તેમ છતાં 'હિન્દુસ્તાન ટાઈમ્સ' પત્રને સ્થિર કરવામાં અને વિકસાવવામાં લાલાજીનાં સલાહસૂચન હમેશ મળતાં.

યુવાવસ્થાથી જ એમણે લોકહિતની—શિક્ષણ અને કલ્યાણયુક્ત—પ્રવૃત્તિઓ આપસૂઝથી પ્રારંભી હતી. જીવનભર એમણે એ ચાલુ રાખીને રાષ્ટ્રજીવનના વિશાળ ક્ષેત્રને આવરી લેતી સંખ્યાબંધ પ્રવૃત્તિઓ અને સંસ્થાઓના એ જનક, સ્થાપક અને સંવર્ધક રહ્યા.



## પ્રકરણ ૨૫

### સ્વભાવદર્શન

**લાલાજી** પ્રાતઃકાળે ઊઠવાની ટેવ ધરાવતા. નિત્યકર્મથી પરવારી અંધારું વિશેષ હોય તો બત્તી સળગાવી એ વાંચવા લાગતા.

ભરખાંખળું થાય એટલે એ ફરવા નીકળી પડતા. ફરતાં ફરતાં એમનું મગજ વિચારબદ્ધ રહેતું. એ ફરીને આવે ત્યારે એમના મેજ પર કાગળપેન્સિલ તૈયાર રહેતાં. આવીને સીધા એ લખવા બેસી જતા. એમની લેખનગતિ અતિ તીવ્ર હતી. એનું કારણ એ હશે કે ફરતાં ફરતાં વિચારવસ્તુ સ્પષ્ટ સ્વરૂપે મગજમાં સંકલિત થઈ જતું હશે. આમ સવારના નાસ્તા પહેલાં એ લેખન-કાર્ય ઠીક પતાવતા. ચાપાણી બાદ લોક સેવક મંડળના સભ્યોની મુલાકાતો ગોઠવાતી. વાતચીત દરમિયાન સવારનાં અખબારો પર એ નજર નાખી જતા.

દરમિયાન ટાઈપિસ્ટ આવી પહોંચતો ત્યારે એને માટે ચોકબંધ સામગ્રી તૈયાર રહેતી. અગિયારેક વાગ્યે ટપાલ આવતી એટલે ટપાલ વાંચતાં વાંચતાં જ એ જવાબ લખાવી દેતા. આ બધાથી પરવારી એ સ્નાન કરતા. શિયાળો હોય તો સૂર્યસ્નાન કરી તેલનું માલિશ કરાવતા. સ્નાન પછી એ ભોજન લેતા. લાલાજી સ્વાદિષ્ટ ભોજનના શોખીન હતા. એમાંય ફળના એ ખૂબ શોખીન હતા. એક વાર બનારસમાં એમના પરમ શ્રદ્ધાળુ મિત્ર બાબુ શિવપ્રસાદ ગુપ્તાને ત્યાં એ ઊતર્યા હતા ત્યારે આયુર્વેદચિકિત્સકો પાસે એમની દેહપરીક્ષા ગુપ્તાજીએ કરાવી. આયુર્વેદાચાર્યે શાસ્ત્ર પ્રમાણે ટાંકી નિર્દેશન કર્યું કે ભોજનનો પ્રારંભ આપે ફળ આરોગી કરવો. એમણે એ પણ ઉમેર્યું કે ડૉક્ટરોનો મત વિપરીત છે અને એ લોકો ફળની ભલામણ ભોજનાન્તે કરે છે જે પથ્ય નથી. લાલાજીએ જણાવ્યું કે "આપના સંતોષ ખાતર હું ફળથી ભોજનનો પ્રારંભ કરીશ, અને પાશ્ચાત્ય શરીરજ્ઞોની ભલામણ અનુસાર ભોજનના અંતેય ફળ આરોગીશ!"

ભોજન પછી લાલાજી થોડો સમય વામકુક્ષી કરતા; જો કે

એમને કદી ઊંઘ આવતી નહીં. આરામ બાદ ઘરનાં કુટુંબીજન સાથે એ બ્રિજ ખેલતા. આ રમત એમના મનોરંજનને અર્થે હમેશ ગોઠવાતી ને પરિવારના નિત્યક્રમનું એ અંગ બનેલી. તે દિવસોમાં લાહોરમાં સિનેમા હતો નહીં, પણ નાટયનો— સવિશેષ બંગાળી નાટયનો લાલાજીને શોખ હતો. કલકત્તા જાય ત્યારે એ અચૂક એનો લહાવો લેતા.

એકાદ કલાકની રકમ બાદ એ મુલાકાતો આપતા અથવા દિવસનું બાકીનું કાર્ય સંભાળતા. આમાં પત્રવ્યવહાર, હિસાબ-કિતાબ, વગેરેનો સમાવેશ થતો. આમાંથી પરવારી એ ફરવા જતા. નહેરને કિનારે ફરતાં ફરતાં સાથીદારો સાથે એ ગંભીર મસલતો કે વિચારવિનિમય કરતા. પાછા ફરતાં એ મિત્રોને ત્યાં કે ધનસંગ્રહ અર્થે લોકોને ત્યાં પહોંચતા. લોક સેવક મંડળ, બેંક વગેરેની સભાઓ સામાન્ય રીતે નમતા પહોરે રહેતી. સાંજના વાળુ પછી સંસ્થાકામગીરી એ સંભાળતા અને સૂવાને એકાદબે પુસ્તકો સાથે પથારીએ પહોંચતા.

લાલાજીને વાચનનો ભારે શોખ હતો, અને મુંબઈ, લંડન જેવાં શહેરોમાં એ મોટા મોટા પુસ્તકવિક્રેતાઓની દુકાનોએ પહોંચી કલાકો સુધી નવાં પુસ્તકો નજર તળે કાઢતા ને પાછા ફરતાં કદીક કદીક તો ઢગલો પુસ્તકો ખરીદી લાવતા. લાંબી મુસાફરી પ્રસંગે એ ગાડીમાં ખૂબ વાંચતા. એમના વાચનક્ષેત્રની વિશાળતાનો ખ્યાલ એકબે ઉદાહરણ આપશે. ભારતીય ઇતિહાસના મુસ્લિમયુગના અભ્યાસાર્થે એમણે અબુલ ફઝલ, અબ્દુલ કાદિર બદાયુનો; ઝીયાયુદ્દીન બાર્ની, મુગલ રાજકુમારોનાં સંસ્મરણો, ઇલિયટનો મુસ્લિમ ઇતિહાસ—બધું ઝીણવટથી વાંચેલું. જાતજાતનાં સામયિકો ને માસિકો વાંચવાનો એમને ભારે શોખ હતો. અખબાર વાંચવાનું ન મળે તો એમનો જીવ તળેઉપર થઈ જતો:

એ અકળાઈ ઊઠતા. ઇતિહાસ, સામયિકમાંના રાજનૈતિક કે સામાજિક સાહિત્ય ઉપરાંત લાલાજીને જીવનચરિત્ર, સમકાલીન સંસ્કૃતિ, નવલકથા તથા નાટકમાં રસ હતો. ઇબ્સન, ગૉલ્સવર્ધી, બર્નાર્ડ શૉ, વેલ્સ, દૅાસ્તવસ્કી, ટૉલ્સ્ટૉય, ગૉર્કી, ગોગલ, ચેખવ, આર્ઝીવકાફ, એસ્કર, લેમ્નોટોફ વગેરેની રચનાઓ એ ભાવપૂર્વક વાંચી જતા. ઉર્દૂ-લેખકોમાં એમના પ્રિયપાત્ર હતા મહમ્મદ હુસેન આઝાદ, શિબલી ભિલગ્રામી, સૈયદ અહમદ અને ઇકબાલ. રાજપૂત શૌર્યકથાઓ ને વીરગીતો પર એ આફરીન હતા. પોતાના નાનાભાઈના વિવાહપ્રસંગે રજપૂતાનાથી ભાટચારણોની એક મંડળીને નોતરી દિવસો લગી લાહોરની જનતાને રાજપૂત-વીરોનાં શૌર્યગીતોનો રસાસ્વાદ ચખાડી એમણે વીરરસમાં તરબોળ કરી હતી.

જાસૂસકથાઓ કે ડિટેક્ટિવ નવલકથાઓ પ્રતિ એમને ઘૃણા હતી. ફ્રાન્સિસ હૅકિટ લાલાજીનાં સંસ્મરણોમાં નોંધે છે કે “મારાં પત્નીએ એક અતિ મજેની ને સુવિખ્યાત જાસૂસકથા ‘ક્રિમ’ અંગે લાલાજીને પ્રશ્ન કર્યો તો એમણે સ્પષ્ટ જવાબ વાળ્યો કે પોતે આગગાડીની એક મુસાફરી દરમિયાન એ પુસ્તક વાંચવા લાગ્યા. ચાલીસપચાસ પાન વાંચતાં સુધીમાં તો એમને એ પુસ્તક પર એવી ચીઢ ચડી કે એને રેલગાડીની બારીમાંથી એમણે ફેંકી દીધું. હસતાં હસતાં એમણે ઉમેર્યું કે ચિંતાની વાત એટલી જ હતી કે પુસ્તક બીજાનું વાંચવા આણેલું હતું!”

શિષ્ટ સાહિત્યનો શોખ ધરાવતા લાલાજી સંગીત વિશે અનભિજ્ઞ હતા. એક વખત એમના પરમમિત્ર હરદયાલે એક શાસ્ત્રીય સંગીતજ્ઞની કૃતિઓ એમની સમક્ષ પેશ કરાવી અભિપ્રાય પૂછ્યો. ભખ્ખાબોલા લાલાજીએ જણાવ્યું, “એમની ચીસો મને આનંદ આપી શકી નથી!” પેલા સંગીતશાસ્ત્રીને અપાર

દુઃખ થયું; હરદયાલને ભારે મનઃક્ષોભ થયો. લાલાજીને ય અપાર ગ્લાનિ થઈ. પરિણામે લાલાજી હરહમેશ મનદુઃખ અનુભવતા કે સંસ્કૃત માનવીની આ અપૂર્ણતા પોતામાં છે. પોતાના સંસર્ગમાં આવતા કે પોતાની છત્રછાયામાં તાલીમ પામતા સૌ નવયુવકો સંગીતપ્રેમી બને તે માટે એ સભાન પ્રયત્નશીલ રહેતા. પાછળથી એમણે પ્રયત્નપૂર્વક આ કર્ણરસ કેળવ્યો ને વિષ્ણુ દિગંબર તથા ઓમ્‌કારનાથના સંગીતનો રસાસ્વાદ માણવા જેટલી શક્તિ પ્રાપ્ત કરી.

લાલાજીની સંગીતબધિરતાથી પરિચિત એમના સાથી અને 'પીપલ'ના સંપાદક શ્રી અલ્ગુરાય શાસ્ત્રીને એવો ખ્યાલ જન્મેલો કે ચિત્રકલાની બાબતમાંય લાલાજીની સ્થિતિ એથી સુખકર નહીં હોય. એક વખત શાસ્ત્રીજી સર વિલિયમ આર્પિનનું 'આઉટલાઈન ઑફ આર્ટ' વાંચી રહ્યા હતા. લાલાજીએ હમેશ મુજબ સવાલ કર્યો, "શું વાંચો છો ? લાવો જોઈએ, હું જોઉં." શાસ્ત્રીજીએ કદીય લાલાજીને ચિત્રકલામાં દિલચસ્પી લેતા ભાળેલા નહીં એટલે મૌનપૂર્વક સસ્મિત એ લાલાજીની પ્રવૃત્તિ નિહાળી રહ્યા. લાલાજી પણ બેપરવાઈ ભાસે તેવી રીતે ચિત્રપાન ફેરવી રહ્યા હતા. આખરે એક રંગીન ચિત્ર પર એમની આંખ ઠરી. અને ચિત્રનો પ્રભાવ એમના ચહેરા પર આવિર્ભાવ પામ્યો. ચિત્ર પરથી આંખ ઉઠાવી એમણે પૂછ્યું, "કોનું છે તે ખબર છે ?" શાસ્ત્રીજીને ઝાંખો ખ્યાલ એવો હતો કે એ કોઈ અધિકારી હશે. તુરત લાલાજીએ મધ્યકાલીન ઈટલી, વેનિસ તથા રોમન કલાધિકારીઓ વિશે બોલવા માંડ્યું. ઇતિહાસના રસે એમને કલાપરિચય કરાવેલો ને આ કલાદર્શકોએ એમના ઇતિહાસ-સ્મૃતિનાં દ્વાર ખોલી દીધાં.

ધર્મની બાબતમાં એ હિન્દુધર્મના નવસંસ્કરણની આવશ્યકતા નિહાળતા. જીવનના પ્રારંભકાળે એ હિસાબે આર્યસમાજે એમનું

દિલ હરી લીનેતુ પણ પ્રૌઢાવસ્થામા—મવિશેષ જીવનના છેલ્લા છ-આઠ વરસમા આર્યસમાજ પરથીય એમનો જીવ ઊઠી ગયેલો ભારતીય ઇતિહાસના વિદ્યાર્થી તરીકે લાલાજી એવી માન્યતા પ્રતિ દઢ રીતે ઢળતા હતા કે હિન્દુસમાજે પરલોકવાદની કલ્પના કરીને ઐહિક જીવનની ઉપેક્ષા વધારી ભારે દુખ વહોર્યુ છે આર્યસમાજના પ્રચારમાય એમને આ મનોવૃત્તિ નજર આવતી હતી અમેરિકાથી પોતાના આર્યસમાજી મિત્રોને એમણે ચેતવણી આપતા લખેલુ કે નવયુવકોના મનમા તમે વૈરાગ્યનુ 'વિષ' રેડતા નહી અમેરિકામા વસતા કે પ્રવાસ કરતા ભારતના સાધુઓ પ્રતિય લાલાજી ઘૃણા દૃષ્ટિથી જોતા એમને ઉત્તરોત્તર એવો દઢ વિશ્વાસ થતો ગયો કે 'ત્યાગ અને વૈરાગ'ની વાત તરુણ ભારત માટે હળાહળ ઝેર જેવી છે એક પ્રસગે એમના સ્નેહી હરિભાઉ ઉપાધ્યાયે 'ત્યાગભૂમિ' નામની માસિક પત્રિકા હિદીમા પ્રસિદ્ધ કરવાનુ ઠરાવ્યુ ને લાલાજીનો પ્રથમાક માટે સદેશો માગ્યો લાલાજીએ પત્રિકાના નામ સામે જ વાધો ઉઠાવી લખ્યુ, "ત્યાગ ભાઈ પરા પ્રજા માટે જોખમવાળી વાત છે એટલે આપની પત્રિકામા ઝેરીના પ્રચારની ગધ આવે છે 'ત્યાગ' શબ્દ એ વાતનો પ્રતી છે કે ભારત સદા ત્યાગીઓ અને સસાર પ્રતિ ઉદાસીન વ્યક્તિઓની ભૂમિ બની રહે"

લાલાજીને ગાધીજીના સન્યાસમા શ્રદ્ધા નહોતી કવિવર ટાગોર સીધો સન્યાસ ઉપદેશતા નહોતા છતા એમના પ્રચારમા જે રહસ્યવાદ ને પરલોકવાદની છાયા આવતી તે લાલાજીને રુચતી નહોતી લજપતરાયની કલ્પનાનો તરુણ ભારતીય ઠકોર ને સાદા જીવનનો અને માતૃભૂમિની સ્વતત્રતાનો યાત્રી હતો સ્વતત્ર ભારતની એમની કલ્પના ઉદ્યોગધધાથી ધનધમતી ધનાઢ્ય ભૂમિ હતી

લાલાજીને મન ઉચ્ચ તત્ત્વચિતનસભર રહસ્યવાદી આધ્યાત્મિકતા

નિરર્થક ભાસતી હતી. અધ્યાત્મવાદનો અર્થ અત્યાચારપીડિત તથા દલિત માનવતાનાં દુઃખો પ્રતિ સહાનુભૂતિની ભાવના અથવા અન્યાય કે અત્યાચાર વિરુદ્ધ સંઘર્ષની ભાવના હોય તો લાલાજી ખસૂસ એના પક્ષે હતા. લાલાજીની સહાનુભૂતિનો સ્રોત સમાજના નીચલા થર સુધી પહોંચતો. વંશ, શ્રેણી, જાતિ, ગોત્ર આદિ કોઈ જન્મસંયોજિત મોટાઈ એમના મનમાં વસતી નહીં. એના સર્વ અર્થોમાં એ જનવાદી નેતા હતા એટલે એમના અગ્રવાલ લોકો જ્યારે જ્યારે પોતાને રાજા ઉગ્રસેનના વંશજ જાહેર કરતા ત્યારે ત્યારે એ એમની ભરપેટ મશ્કરી ઉડાવતા. એ વારંવાર કહેતા કે પંજાબમાં રાવી નદીની પશ્ચિમે વસતા સૌ પોતાને 'દીવાન' ને પૂર્વના સૌ 'રાયજાદા' લેખી શકે છે!

એમની આ સમાનતાની ભાવના ગોરાકાળા માટે એટલી જ લાગુ પડતી. આર્યસમાજના એ મંત્રી હતા ને દયાનંદ કૉલેજનો વહીવટ સંભાળતા ત્યારે છાત્રાલયના વિદ્યાર્થીઓ હરોળબંધ કૉલેજમાં જતા. એક દિન આવી હરોળને એક અંગ્રેજ બૅરિસ્ટર-ના તુમાખી દીકરાએ વચ્ચે ઘોડો દોડાવી છિન્નભિન્ન કરી નાખી. છાત્રનેતાએ પેલાને રોક્યો નહીં તે સંબંધી પોતાની કસૂર કબૂલી પણ વળતે દિવસે પેલાએ તુમાખીનું પુનરાવર્તન કર્યું કે તરત જ છાત્રનાયકે પોતાનો ખીલાવાળો દેશી બૂટ પેલાના ગાલમાં લગાવી દીધો. પરિણામે અંગ્રેજ બૅરિસ્ટરે લાલાજીને ફરિયાદ કરી. લાલાજીએ પૂરી તપાસ કરી વળતે દિવસે બૅરિસ્ટરની જરાય શેહ ખાધા સિવાય પરિસ્થિતિની સ્પષ્ટતા કરી અને બન્નેને હાથ મિલાવવા જણાવ્યું. પેલા છોકરાને જરા વધારે પડતું વાગ્યું હતું તે બદલ છાત્રનાયક પાસે એટલો સ્વીકાર કરાવ્યો કે "મને ઘણો ખેદ થાય છે કે મેં દેશી જોડાથી તેને માર્યો!"

જીવનનાં અંતિમ છઆઠ વરસોમાં એ ધર્મના પ્રચલિત

અર્થમાં ધર્મવિમુખ બનતા જતા હતા. છ વરસના પરદેશવાસે એમના ધાર્મિક દૃષ્ટિકોણમાં મૂળભૂત પરિવર્તન આવ્યું હતું. એમના આર્યસમાજી મિત્ર લાલા રામપ્રસાદ આર્યસમાજ સાથેનો જનો ધર્મસંબંધ તાજો કરવા વારંવાર અનુરોધ કરતા ત્યારે એ ટૂંકોટચ ઉત્તર વાળતા કે "ઈશ્વરે સૃષ્ટિના આરંભમાં ચાર ઋષિઓને વેદજ્ઞાન અર્પણ કર્યું હતું, એ આર્યસમાજનો સિદ્ધાન્ત જ મને ગળે ઊતરતો નથી." આમ છતાં એક વખત લાલા રામપ્રસાદ એમને રવિવારના સત્સંગમાં ઢસડી ગયા તો ત્યાં આર્યસમાજી પંડિતો સાથે એ સિદ્ધાન્તચર્ચામાં ટક્કરમાં આવી ગયા ને અસહિષ્ણુ આર્યસમાજી પત્રોએ એમના પર નાસ્તિકતાનો આરોપ મૂક્યો.

એકાદ વિવાહ અને લોક સેવક મંડળના અગ્નિની સાક્ષીએ શ્રીગણેશ એ બાદ કરતાં કોઈ પ્રકારના ધાર્મિક સંસ્કાર, પ્રાર્થના, સંધ્યોપાસના, સ્વાધ્યાય અથવા ધર્મ-ઉપાસનામાં એ સામેલ થયા નથી; એમ જ કોઈ ધર્મગ્રંથના આચારવિષયક પઠનપાઠનમાં કે શ્રવણમાં એમણે ભાગ લીધો નથી. આમ ઉપરછલ્લી નજરે ધાર્મિકતાના અભાવનો આભાસ ઊભો કરતા આ આદમીના હૃદયમાં માનવતાનો ધર્મસાગર લહેરાતો હતો ને પીડિત, દલિત, કચડાયેલા ગુલામ, પછાત સૌના માટે એમનું હૃદય નવનીત શું દ્રવી ઊઠતું. અન્યના દુઃખે દુઃખી એવા સમભાવી મહાનુભાવની પ્રતિકૃતિ લાલાજીના જીવનમાંથી ઊઠે છે.

☆

# પ્રકરણ ૨૬

## અમર શહીદ

ગાંધીજીએ અસહકાર તથા નાકરની લડતને એકાએક ચૌરીચૌરાના હત્યાકાંડને કારણે મોકૂફ રાખી તેના પ્રત્યાઘાત સ્વરૂપે દેશભરના રાજકીય વાતાવરણમાં ઘેરી નિરાશાનાં વાદળ પ્રસરી ગયાં હતાં. સરકારે આ તકને ઝડપી લઈ પોતાના કુશળ એજન્ટો દ્વારા ને સરકારને ઉપલબ્ધ સત્તા ને લાલચનો ઉપયોગ કરી દેશના વિવિધ રાજકીય દળો તથા કોમ કોમ વચ્ચે અલગતા ને વૈમનસ્યની લાગણી જન્માવી. ઐક્યની ભાવના જન્માવવા સર્વ પક્ષો ને સર્વ નેતાઓ પ્રયત્નશીલ હતા. મહાત્માજીએ તો કોમી ઝઘડાના અહિંસક પ્રતિકારરૂપે આમરણાંત ઉપવાસ આદર્યા હતા છતાં ધ્યેય દૂર ખસતું લાગતું હતું. કદીક કદીક નિરાશા ને ગ્લાનિના ભાવમાં સરકી જતાં લાલાજી કહેતા, "સ્વરાજ શતાબ્દીઓ–યુગો દૂર ખસતું લાગે છે!"

આવી ડામાડોળ સ્થિતિમાં શાહી સરકારના એક પગલાએ તત્કાળ પૂરતી એકમતી સર્જી. ભારતની સ્વાતંત્ર્યમાગણીની નિષ્પક્ષ તપાસ કરવાના અંચળા હેઠળ એમણે સર જ્હોન સાયમનના અધ્યક્ષપદે એક શાહી કમિશન નીમ્યું. આ કમિશનમાં સઘળા સભ્યો અંગ્રેજો જ રાખ્યા ને એક પણ ભારતીયને એમાં સ્થાન ન આપ્યું. એથી કરીને એ કમિશનનો બહિષ્કાર પોકારવામાં સર્વ પક્ષો સંમત થયા. આ બહિષ્કાર-લાગણીમાં ઉમેરો વાઇસરોયના એક બીજા પગલાએ કર્યો. કમિશનની કામગીરી

અંગે ચર્ચા કરવા એમણે વિવિધ પક્ષોના નેતાઓને દિલ્હી નોતર્યા મહાત્માજી દક્ષિણના પ્રવાસમાં હતા ત્યાં મેંગ્લોર એમને નિમંત્રણ મળ્યું ને પ્રવાસ અધવચ અટકાવી એ દિલ્હી પહોંચ્યા. લાલાજીની વાઈસરોય સાથેની મુલાકાત ચોથી નવેમ્બરે યોજાઈ. વાઈસરોયે આ નેતાઓને આટલા દોડાવી માત્ર કમિશનના સભ્યોના નામો જ બતલાવ્યાં. મહાત્મા ગાંધીએ એના પ્રત્યાઘાતરૂપે લખ્યું, " એક આનાના પરબીડિયા દ્વારાવ આ કાર્ય પતાવી શકાયું હોત !"

લાલાજીએ લખ્યું, "સાચી વાત તો એ છે કે વાઈસરોય પાસેથી શાહી ઉપદેશો સાંભળવા હું તો ખસૂસ તૈયાર નહોતો. વાઈસરોયનો ઉપદેશ ચાહે તેટલી સદ્ભાવનાઓથી પૂર્ણ હોય તોય કોઈ પણ હિન્દુસ્તાની એને અંગત અપમાન જ લેખવાનો.

આ પ્રશ્ન હિન્દી લોકોના પોતાના હિતનો સવાલ હોવાથી અંગ્રેજો જ એની નિષ્પક્ષ તપાસ કરી શકે એવી ઉસ્તાદીભરી ભાષા વાપરી વાઈસરોયે એમની જાતને અમારી દૃષ્ટિમાં હલકી પાડી છે. કોઈ પ્રકારની ભૂમિકા કે સૈદ્ધાન્તિક ચર્ચા કર્યા સિવાય આ નામની જાહેરાત કરી શકાઈ હોત. હું સમજું છું કે સ્વામી એમના દાસ પ્રત્યે હમેશ આવો જ વ્યવહાર કરે પણ મને ક્રોધ એ બિના પર આવે છે કે વાઇસરોય આપણને રાજનીતિ તથા માનવકૃતિથી સાવ અજાણ ને બુધ્ધુ લેખતા લાગે છે."

સત્તર નવેમ્બરના 'પીપલ'મા એમણે આ પ્રશ્નને વિશેષ છેડતાં જણાવ્યું કે

(૧) કમિશનનો સંપૂર્ણ બહિષ્કાર કરવો જોઈએ.

(૨) દેશનું બંધારણ તૈયાર કરવા ભારતના સર્વ પક્ષો ને સર્વ કોમોના સૌ મુખ્ય નેતાઓની ગોળમેજી પરિષદ યોજવી

> જોઈએ અને આ સંમેલન સમક્ષ વિધાનનું માળખું તૈયાર કરી રજૂ કરવા માટે એકવીસ સભ્યોની સમિતિ તત્કાળ નિયુક્ત કરવી જોઈએ. વિધાન ગોળમેજી પંદર જાન્યુઆરી આસપાસ બોલાવવી જોઈએ અને તે અગાઉ વિધાન સમિતિએ પોતાની કામગીરી પૂરી કરવી જોઈએ.

લાલાજીએ આ પ્રસ્તાવ દ્વારા બંધારણસભા ( Constituent Assembly )નો ખ્યાલ સર્વ પ્રથમ પેશ કર્યો.

દરમિયાન બહિષ્કારની લાગણી ચારેકોર જોર પકડતી ગઈ. બીજી ફેબ્રુઆરી, ૧૯૨૮ના રોજ સાયમન કમિશન મુંબઈ ઊતર્યું. બળતે દિવસે સારા હિન્દુસ્તાનમાં સખત હડતાલ પડી. જ્યાં જ્યાં કમિશન પહોંચ્યું ત્યાં ત્યાં હડતાલ, કાળા વાવટા ને “ સાયમન, પાછા જાઓ ”નાં સૂત્રોથી એમનું સ્વાગત થયું. પોલીસે ઠેરઠેર ડંડાબાજી કરી તથા ધરપકડો કરી કેસ ચલાવ્યા. લખનૌમાં તાલુકદારોએ કમિશનના માનમાં એક ભવ્ય ભોજનસમારંભ યોજ્યો. આ સમારંભમાં કોઈ પ્રકારે ખલેલ ન પહોંચે ને બહિષ્કારવાદીઓને નજદીક પહોંચવાનો અવસર ન મળે તે હેતુસર ભોજનસ્થળ – કેસરબાગને પોલીસે ઘેરો ઘાલ્યો ને કોઈનેય આ બાજુ ફરકવા દીધા નહીં. આટલી તકેદારી લીધી હોવા છતાં ભોજન પ્રારંભ થતા અગાઉ આકાશમાંથી “ સાયમન, પાછા જાઓ ” એવાં સૂત્રોવાળી પતંગો ને બલૂનોની વર્ષા થઈ ને ભોજનની શાંતિમાં ભંગ થયો. કમિશન દસમી માર્ચે લાહોર પહોંચ્યું. લાલાજી ત્યારે દિલ્હી હતા, છતાં બહિષ્કારદળનું એક શાંત સરઘસ કમિશનના સૂત્ર-સ્વાગત અર્થે તૈયાર હતું. જિલ્લા મૅજિસ્ટ્રેટે કાબૂ ગુમાવ્યો. પોતેય લાઠી વીંઝવા માંડી ને સરઘસ પર પ્રહાર શરૂ થયા. ડૉ. સત્યપાલ, લાલા અચિંતરામ, કેદારનાથ

પીટચા અને પછી એક ખાનગી મકાનમા બળપૂર્વક પેસવાના બનાવટી ગુનાસર એમના પર કામ ચલાવ્યુ કમિશનનો પ્રારંભિક પ્રવાસ ૩૧ માર્ચના રોજ સમાપ્ત થયો ને સર સાયમનના શબ્દોમા "ભારતવર્ષના વિભિન્ન ભાગોની સર્વ જાતિઓ, શ્રેણીઓ સાથે વ્યક્તિગત સંપર્ક સ્થાપી" એ મુબઈથી વિલાયત જવા રવાના થયા.

તપાસના બીજા તબક્કામા કમિશન પુન ૧૧ ઓક્ટોબરના રોજ મુબઈ ઊતર્યુ ને કાર્યક્રમ અનુસાર ટ્રીસ ઓ ટોબરે એમને લાહોર પહોચવાનુ ઠર્યું આગ્રા પ્રાતીય હિન્દુ સમેલન અર્થે લાલાજી ૨૭, ૨૮ ઓકટોબર ઇટાવામા હતા નહેરુ રિપોર્ટનો સ્વીકાર ને સાયમન કમિશનનો બહિષ્કાર—એ બે મુદ્દા પર લાલાજી આ દિવસોમા ઝોક આપતા હતા ઇટાવાની કામગીરી પતાવી ઝડપભેર લાલાજી લાહોર પહોચ્યા, જેથી બહિષ્કાર સરઘસનુ એ નેતૃત્વ સભાળી શકે

૩૦મીએ સવારે "સાયમન, પાછા જાઓ"ના ગગનભેદી નાદ ગજવતુ સરઘસ લાલાજીના નેતૃત્વ હેઠળ રેલવે-સ્ટેશન પ્રતિ કૂચ કરતુ આવ્યુ. સમગ્ર સરઘસ સપૂર્ણ શાત અને શિસ્તબદ્ધ હતુ અધિકારીઓએ રેલવે સ્ટેશનથી બહાર નીકળવાના માર્ગથી થોડ દૂર કાટાળા તારની વાડ ઊભી કરી હતી, જેથી સરઘસ ત્યા થભી જાય આમ છતા સરઘસના સૂત્રનાદો એવા જોરદાર હતા કે કમિશનના કર્ણો ભેદ્યા સિવાય રહે નહીં.

સૂર્યદેવ આકાશમા ઊંચે આવતા ગયા તેમ તેમ તાપ વધતો ગયો છતા સૌ શાત બેઠા હતા ને મોખરે લાલાજી છત્રી ઉઘાડી ચોબદારશા ખડા હતા સૌ પુગ શિસ્તબદ્ધ ને શાત હતા પણ અધિકારીઓની આગળીઓ સળવળી રહી હતી, અને લાઠી-સ્વાદ

ચખાડવા એ તલપાપડ થઈ રહ્યા હતા એટલે એમણે એક યા બીજા બહાના હેઠળ લાઠીપ્રહાર આદર્યો ને તેય સવિશેષ સરઘસને શાંત રાખનાર નેતાઓ પર. ખાસ કરીને એ દિવસે એમનું નિશાન હતા છત્રી ઓઢી ઊભેલા વયોવૃદ્ધ નેતા લાલા લજપતરાય.

લજપતરાય પર ઝડી વરસી છતાં વીરની જેમ લાલાજી નિર્ભય ને અડગ રહ્યા. એમના સાથીદારોએ એમને ઘેરી વળી લાઠીપ્રહાર પોતે ઝીલવા યત્ન કર્યો છતાયે મોટા ભાગની લાઠી લાલાજી પર પડી. જરાય ડગ્યા સિવાય સિંહગર્જના કરતાં એમણે પોલીસ-અફસરનું નામ પૂછ્યું. ઉત્તરમાં એમને અધિક જોરદાર લાઠીપ્રહાર મળ્યો. લાલાજીએ પુનઃ ગર્જના કરી અફસરને પડકાર ફેંકતાં કહ્યું, "મરદ હો તો નામ બતલાવો." પૂર્વવત્ ઉત્તર મળ્યો વધારે પ્રહારોનો; પણ એમની ગર્જનાએ હિંમત પામેલી સમગ્ર જનતા ખડકની જેમ સ્થિર રહી. જનતાના દિમાગમાં ક્રોધવ્યાપ્તિ સ્પષ્ટ દેખાતી હતી પણ નેતાના અનુશાસનમાં સૌ સંયમિત રહ્યા.

નમતા પહોરે ગંજાવર સભા યોજાઈ. ઘાયલ નરસિંહની ઢળતી સાંજની એ ગર્જનામાં આર્ષવાણી ઊતરી. એમાં ચેતવણીના સુર સંમિશ્રિત હતા. દિનભરની કાર્યવાહીનું વર્ણન કરતાં લાલાજીએ જનતાને એ પોલીસના દુર્વ્યવહારને કારણે ઉત્તેજિત થઈ નહીં તે માટે ધન્યવાદ આપ્યા. વ્યાખ્યાન દરમિયાન એમના મુખમાંથી આર્ષવાણીયુક્ત એક વાક્ય સર્યું જે દેશભરના નગર નગરના લોકોની જીભે ચઢી ગયું. એ વાક્ય હતું, "મને મારેલી પ્રત્યેક સોટી બ્રિટિશ સામ્રાજ્યના કફનનો એક એક ખીલો પુરવાર થશે." એમણે ઉમેર્યું, "કદાચ હું રામશરણ થાઉં અને જે નવયુવકોને મેં સંયમમાં રાખ્યા છે તે અન્ય કોઈ માર્ગ ( અશાન્તિનો ) લેવાનો નિશ્ચય કરે તો મારો આત્મા એમને આશીર્વાદ આપશે."

તે દિવસનું જાહેર વ્યાખ્યાન એમનાં સર્વ જાહેર વક્તાઓમાં ઉત્તમોત્તમ હતું.

તે રાત્રે ડૉકટરોએ લાલાજીની દેહપરીક્ષા કરી, તો છાતીની ડાબી બાજુએ લાઠીપ્રહારનાં બે લાંબાં લાંબાં નિશાન વરતાતાં હતાં. પ્રહાર પછી એકવીસ કલાકે એમની છબિ લેવાઈ જે પત્રોમાં પ્રકાશિત થઈ.

દેશભરમાંથી લાલાજી પર સહાનુભૂતિ ને ખબર પૂછવાના સંદેશાઓનો ધોધ વહ્યો. એના પ્રત્યુત્તર વાળવામાં ને અન્ય રીતે એ હમેશ પ્રમાણે પ્રવૃત્ત રહ્યા. ત્રણ-ચાર નવેમ્બરની દિલ્હીની અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિની સભામાં એ હાજર રહ્યા ને એક ભાષણ કર્યું, પણ શરીરે આ બધું સહન કરવાની અશક્તિ બતાવી. એમને જ્વર આવ્યો ને લાહોર પાછું ફરવું પડયું. ડૉકટરોએ એમને સંપૂર્ણ આરામની સલાહ આપી પણ નહેરુ રિપોર્ટને સર્વસંમત બનાવવાની એમની તમન્ના એટલી તીવ્ર હતી કે સર્વ સલાહ અવગણી, મુલાકાતો આપી ઉત્સાહપૂર્વક એ બોલ્યે જતા. વારંવાર પેલા પ્રહારોને કારણે શરીરના જે તે ભાગ દુખી ઊઠતા ને ટેમ્પરેચર વધી જતું. ડૉકટરોએ જોયું કે એમનું શરીર ફિક્કું પડતું જાય છે ને ચિંતાનું કારણ વધતું જાય છે.

સોળ નવેમ્બરના રોજ નમતા પહોરે એ મિત્રો ને મુલાકાતીઓ સાથે નહેરુ રિપોર્ટની ચર્ચા કરી રહ્યા હતા. સુવિખ્યાત પત્રકાર રાઘવનને એ સૂચવતા હતા કે નહેરુ અહેવાલનાં સમર્થનયુક્ત પ્રચાર અર્થે પોતે એમને નિયુક્ત કરશે. તે દિવસે સાંજે ડૉ. ધર્મવીરને એમણે મોટર લઈ બોલાવ્યા હતા, જેથી એ ઘર બહાર જરા આંટો મારી આવે. પણ શું થયું તે એ

ડૉ. ધર્મવીરના આગમન અગાઉ પગે ચાલતા નીકળી પડ્યા. રાત્રે ડા. ધર્મવીરે એમની શારીરિક તપાસ કરી તો એમની છાતીની બંને બાજુ ન્યુરોટિક પીડા સ્થાયી થતી ભાસી. ડૉક્ટરે ગંભીરતા ભાળી એની ચેતવણી આપી ત્યારે તો ખ્યાલ પણ નહોતો કે આ અંતિમ વિદાયની પૂર્વરાત્રિ હતી.

સત્તરમી નવેમ્બરે પ્રાતઃકાળે લાલાજીનો નોકર દોડતો પાસેની લોક સેવક મંડળની કચેરીએ પહોંચ્યો અને સૌને નિદ્રામાંથી ઢંઢોળી લાવ્યો. એમનાં પત્ની, પુત્ર સૌ દોડતાં આવ્યાં. ડૉ. ધર્મવીરને ટેલિફોન મળતાં એ પણ ધસમસતા પહોંચ્યા. પણ જીવનદીપ બુઝાઈ ગયો હતો.

તત્કાળ નગરભરમાં સમાચાર ફેલાઈ ગયા. પોતાના લાડીલા નેતાનાં અંતિમ દર્શન કરવા ને પોતાની શ્રદ્ધાંજલિ અર્પણ કરવા સમસ્ત નગર કોર્ટ સ્ટ્રીટમાં એકત્રિત થઈ ગયું. રાવીના તટ પર અંત્યેષ્ટિ–સંસ્કાર પ્રસંગે મોટો માનવસમુદાય એકત્રિત થયો હતો.

સૌના દિલમાં આહ હતી–ત્રીસ ઑક્ટોબરના લાઠીમારની. એના પ્રત્યાઘાત રૂપે ભગતસિંહ ને મિત્રોએ મધ્યસ્થ ધારાસભામાં તે પછી હાહાકાર સર્જેલો. જવાહરલાલે ઠીક કહ્યું છે કે "ભગતસિંહની ખ્યાતિનું કારણ એમનું હાહાકારયુક્ત કાર્ય નહોતું પણ એમણે લાલા લજપતરાય તથા એમના દ્વારા સમસ્ત રાષ્ટ્રના અપમાનનો બદલો લીધો તે હતું. આથી જ ભગતસિંહ રાષ્ટ્રના પ્રતીક તરીકે અમર રહેશે."

રાષ્ટ્રનાં નાનાંમોટાં સૌ રોયાં. એમનાથી દુભાયેલાય ભાઈ પરમાનન્દ જેવાય બાળકની જેમ રોયા. દેશદેશાવરમાં અનેક નાના-

મોટા સ્નેહી ને ગણ્યવામીઓએ અશ્રુ સાર્યાં જેણે જેણે લાલાજીને દુભાવ્યા હતા તે તમામને દિલમાં ચીરા રહી ગયા જેને જેને મરનારે દુભાવેલા તેમના મનધા પર એ મહાવીરની શહીદીએ ક્ષમાની ફૂંક મારી રુઝ વાળી દીધી

દીનબંધુ ઍન્ડ્રુઝે રાષ્ટ્ર સમસ્તની હૃદયલાગણી ને શ્રદ્ધાજલિ ઠીક વ્યક્ત કરી

"He was ever a brave man, the bravest of the brave and therefore he would wish no better death than that by which he died"

"એ વીર હતા, વીરોના પણ વીર હતા અને આ કરતા કયુ બહેતર મૃત્યુ વાછત!"

ભારતના સ્વાતંત્ર્યસગ્રામના આ અમર શહીદને ભારતની પેઢીઓ ચિરકાળ સુધી વદતી રહેશે

# આ જ લેખકનાં પુસ્તકો

**હરિહર પુસ્તકાલય, સૂરત**

1. બહુરત્ના વસુંધરા
2. સર્જનહારની લીલા
3. કીડીનું કટક
4. જીવનનું નૂર
5. જીવનનું ખમીર
6. જે આપે છે તે પામે છે
7. હૈયું અને હામ

**એમ. સી. કોઠારી, વડોદરા**

1. મોતીભાઈ અમીન – ચરોતરનું મોતી
2. વીર વિઠ્ઠલભાઈ
3. એક શૈક્ષણિક પ્રવાસ (અમેરિકાનો પ્રવાસ)

**ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા**

1. અક્કલની ખાણ
2. સેવામૂર્તિ મોતીભાઈ અમીન
3. પંજાબકેસરી લાલા લજપતરાય

**ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ**

1. માનવતાનો સાદ
2. શાગી શાગી
3. પ્રેરણામૂર્તિઓ

**વોરા ઍન્ડ કો., મુંબઈ**

1. દયાની દેવી
2. જમીનનો જાદુગર
3. પ્રેમમૂર્તિ કાગાવા
4. છોટુભાઈ પુરાણી
5. ભાઈલાલભાઈ અમીન
6. દરબાર સાહેબ
7. ફાધર ડેમિયન
8. અમેરિકામાં કેળવણી (ભાષાંતર)
9. માનવતાની મૂર્તિ : નાનસેન (છાપમાં)

**ઓરિએન્ટ લૉંગમૅન્સ, મુંબઈ**

1. પ્રારંભના પુરુષાર્થીઓ
2. જંતુજમાતના જાણભેદુ
3. શિક્ષક કોણ થઈ શકે ? (છાપમાં)